શ્રી રવિચંદ્ર ગ્રંથમાલા નં. ૨.

# વિવિધ પૂજા સંગ્રહ.

કર્તા.

મુનિશ્રી મેઘરાજજી તથા ઉપાધ્યાયજી
શ્રી રવિચંદ્રજી મહારાજ.

મુ. આકોલા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

કચ્છ સેરડી નિવાસી ( હાલ આકોલા )
શેઠ કાનજી ઘેલા, તથા શેઠ નાગજી
ઘેલાના સુપુત્ર તિલકશીભાઇ.

સં. ૧૯૭૫. આવૃત્તિ ૧ લી. વીર સં. ૨૪૪૫.
સન. ૧૯૧૯ પ્રત. ૧૦૦૦ )



અમદાવાદ—શ્રી સત્યવિજય પ્રીન્ટિગ પ્રેસમાં
શા. સાંકલચંદ હરીલાલે છાપી. પાંચકુવે.

અમૂલ્ય ભેટ.

# પ્રસ્તાવના.



આ હુંડા અવસર્પિણીના દુસ્સમ કાલમાં કેવલી મન-પર્યવજ્ઞાની તથા અવધિજ્ઞાની આદિ મહા પુરૂષોનું વિરહ છે, તથાપિ દુઃખમય સંસાર તરીને સદ્ગતિ સાધવાને કારણભુત જ્ઞાનીઓના વચનરૂપ જૈનાગમો મોજૂદ છે, જેના આધારે જિનપ્રતિમાની પૂજા ભક્તિ આદિ ધર્મકૃત્યોમાં શુભ ભાવેંલીન થઇને પોતાના આતમાને પરમાતમા સાથે ભાવવું શુદ્ધ સમકિત પ્રાપ્ત કરી દુઃખદાયક પરભાવને નિવારી શુદ્ધ સ્વરૂપમાં રમણ કરવું જેથી પૂર્વકર્મોનું નાશ થાય છે અને દુર્ગતિદાયક નવીન કર્મોનું બંધ થતું નથી એજ મોક્ષ ( આતમરાજ્ય ) મેલવવાનુ ખરો ઉપાય છે, એમ જાણી આરસિક ઊત્તમ ભાવાર્થવાલી મહારાજ શ્રી મેઘરાજજી કૃત સતરભેદી પૂજા તથા ઊપા[1]ધ્યાયજી શ્રી રવિચંદ્રજી મહારાજ કૃત સ્નાત્ર આદિ દશપૂજાઓ મલી વિવિધ પૂજા

---

૧ સંવત ૧૯૭૪ વૈશાક મહીનામાં અમારા તરફથી ભાંદક ( ભદ્રાવતી ) કેશરીઆ પાર્શ્વનાથનો સંઘ આકોલાથી કાડવામાં આવેલ હતો તે વખતે ( વૈશાક વદી ૭ શનિવારના દીવશે ) આ-કોલા, બાલાપુર, અમરાવતી, ચાંદા, વિગેરે પચીશ ત્રીશ ગામોના સંઘે મલી મહારાજશ્રીને ઉપાધ્યાય પદથી વિભૂષિત કરેલા છે.

સંગ્રહ નામનું પુસ્તક રાયપ્રશ્રેણી જ્ઞાતાધર્મ જીવાભિગમ આદિ સિદ્ધાંતો પ્રમાણે શ્રીમહેંદ્રસિંહ સૂરિકૃત શતપદીમાં જે વિધિ બતાવેલ છે તે અનુસારે વિધિવિધાન સહિત યથામતિ સંશોધન કરી ચતુર્વિધ સંઘને ભણવા વાંચવા માટે અમોએ છપાવ્યો છે, જેનો લાભ સર્વ જૈન શ્રી સંઘ લેઇને અમોને કૃતાર્થ કરશો એવી આશા છે, છાપતાં સુધારતાં પ્રમાદવશે કે દૃષ્ટિ દોષથી ન્યૂનાધિક અક્ષર માત્રા મીંડી વિગેરેની જે કંઈ ભુલ ચૂક રહી ગઈ હોય તે સજ્જનોએ સુધારીને વાંચવું એના માટે ક્ષમા ચાહિયે છીએ.

પ્રસિદ્ધ કર્ત્તા.



# અનુક્રમણિકા.

# આ પુસ્તકમાં સહાય આપનારા ગૃહસ્થોના નામો.

| | | |
|---|---|---|
| ૫૧ | શેઠ કીસનચંદ હીરાલાલ. | વર્ધા. |
| ૧૫ | શેઠ રતનશીં વીરમ. | પાંચોરા. |
| ૧૧ | શેઠ અરજણ નાથા. | કારંજા. |
| ૧૧ | શેઠ હોંશીલાલ પાનાચંદ. | બાલાપુર. |
| ૧૧ | શેઠ લાલચંદ ખુશાલચંદ. | બાલાપુર. |
| ૫ | શેઠ વેલજી માણેક. | પાંચોરા. |
| ૫ | શેઠ પદમશી કાનજી. | ખંડવા. |
| ૫ | શેઠ વેલજી હીરજી. | જામનેર. |
| ૫ | શેઠ રતનશી આશા. | સેગામ. |
| ૫ | શેઠ અરજણ ખીમજી. | ખામગામ. |
| | શેઠ ગોવિંદજી વીરમ | ચાલીસગામ |
| ૨ | શેઠ કેશવજી તેજપાર. | પાંચોરા. |
| ૨ | શેઠ લધુ રામજી. | ,, |
| ૨ | શેઠ ખેતશી પૂંજા. | ,, |
| ૨ | શેઠ ધનજી રામચંદ | ,, |
| ૨ | શેઠ લધુ ભાઈચંદ. | ,, |
| ૨ | શેઠ રએમલ હંસરાજ | ખામગામ |
| ૨ | શેઠ મેઘજી ખીઅશીં. | ખામગામ |
| ૨ | શેઠ ખીમજી ખેતશી. | જામનેર |
| ૨ | શેઠ ટોકરશી થોભણ. | જામનેર |
| ૨ | શેઠ શામજી નરશી. | જામનેર |

૨ શેઠ લખમશી રાઘવજી. — જામનેર
૨ શેઠ શિવજી તેજપાર. — ડીગરસ
૨ સેઠ વેલજી નરશી. — ,,
૨ શેઠ પાસવીર આસારીઆ. — મૂર્તિજાપુર
૨ શેઠ કેશવજી વેરશી. — ,,
૨ હીરજી ખેતશી — ,,
૨ દેવજી ખીમજી — ,,
૨ શેઠ પૃથીરાજ રતનલાલ. — આકોલા
૨ શેઠ કેશવજી માધવજી. — ,,
૨ શેઠ ચતુર્ભુજ પૂંજાભાઈ — ,,
૨ શેઠ મેઘજી પાસુ. — ,,
૧ શેઠ ગિરધર સોમચંદ. — ,,
૧ મંગુસા હરિશંકર. — ,,
૧ દેવજી વેરશી — પાંચોરી
૧ ટોકરશી દેવશી. — ખામગામ
૧ લધુ ખીઅશી. — ,,
૧ શામજી લખમશી — મૂર્તિજાપુર
૧ ટોકરશી કચરા. — ,,
૧ હંસરાજ વીરઘોર — ,,
૧ દેવજી વેરશી — ,,
૧ કાનજી વેરશી — ,,

# શુદ્ધિપત્રક.

| અશુદ્ધ. | શુદ્ધ | પત્ર | પંક્તિ. |
|---|---|---|---|
| પૂરાણુહારા | પૂરણુહાર | ૩ | ૧૬ |
| પૂંજા | પૂજા | ૧૦ | ૮ |
| પાશ્વ | પાર્શ્વ | ૧૦ | ૧૨ |
| ચતુથ | ચતુર્થ | ૧૩ | |
| ઊપેંદ્ર | ઊપેંદ્ર | ૧૫ | ૧૭ |
| वत्तम् | व्रत्तम् | ૧૫ | ૧૭ |
| પજા | પૂજા | ૧૭ | ૪ |
| સુણ | ચૂર્ણ | ૧૮ | ૧૦ |
| પજા | પૂજા | ૧૮ | ૧૦ |
| ઊપેદ્ર | ઊપેંદ્ર | ૨૨ | ૪ |
| પજા | પૂજા | ૨૪ | ૯ |
| ધપ | ધૂપ | ૨૬ | ૯ |
| ભણણેં | ભણુસે | ૩૦ | ૧૬ |
| બહુ | બહુ | ૩૧ | ૧૪ |
| સેવેરે | સવેરે | ૩૫ | ૪ |
| ચરિત્ર | ચારિત્ર | ૪૬ | ૨ |
| દુધ્યનિ | દુર્ધ્યાન | ૪૮ | ૧૩ |
| રહોય | રહોદાય | ૬૩ | ૧૨ |
| દશનના | દશમીના | ૬૪ | ૧૬ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પત્ર. | પંક્તિ. |
|---|---|---|---|
| તીર્થોરક | તીર્થોદક | ૬૪ | ૧૭ |
| કલ્શી | કલશા | ૬૪ | ૧૮ |
| સુરતંરૂન્ન | સુતતરૂની | ૬૪ | ૨૦ |
| આગણુસાઠ | ઓગણુસાઠ | ૭૦ | ૬ |
| નિસારી | નિવારી | ૭૩ | ૫ |
| ધમી | ધરમી | ૮૨ | ૧૪ |
| છીની | ઝીની | ૮૮ | ૪ |
| વિલપેન | વિલેપન | ૯૪ | ૬ |
| અગે | અંગે | ૧૦૦ | ૧૫ |
| મહાવત | મહાવ્રતે | ૧૦૨ | ૧૦ |
| ભહુ | બહુ | ૧૦૭ | ૧૮ |
| તીર્યંકર | તીર્થંકર | ૧૦૮ | ૭ |
| પ.મીયા | પામીયા | ૧૦૮ | ૭ |
| ત્રાતિ | ઇતિ | ૧૧૩ | ૧૩ |
| જ્ઞાન | જ્ઞાન | ૧૧૩ | ૧૪ |
| નારણુ | તારણુ | ૧૧૩ | ૧૭ |
| ત્રયાદશ | ત્રયોદશ | ૧૨૦ | ૨ |
| રોદ્રે | રૌદ્ર | ૧૨૦ | ૧૪ |
| પૂજા | પૂજે | ૧૨૧ | ૧૩ |
| આાળા | બાળા | ૧૨૨ | ૪ |
| તનાણી | શ્રુતનાણી | ૧૨૮ | ૧૦ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પત્ર. | પંક્તિ. |
|---|---|---|---|
| ભદત | ભદંત | ૧૨૯ | ૮ |
| દુદાચારને | દુરાચારને | ૧૩૧ | ૧૩ |
| સેપીયે | સેવીયેં | ૧૨૧ | ૧૩ |
| तदूरी | तद्दूरी | ૧૩૨ | ૧૮ |
| हति | हति | ૧૩૨ | ૨૧ |
| ઑઁહી | ઑઁહ્રીઁ | ૧૩૪ | ૭ |
| અદત | અદત્ત | ૧૩૫ | ૫ |
| બધન | બંધન | ૧૩૫ | ૬ |
| ઑઁ હીઁ | ઑઁ | ૧૩૫ | ૧૯ |
| સામગ્રી | રામગ્રી | ૧૩૬ | ૭ |
| ઑઁ હી | ઑઁ હ્રીઁ | ૧૩૭ | ૧૩ |
| સુખ | સુખ | ૧૩૮ | ૧૮ |
| રીઁ | હ્રીઁ | ૧૩૯ | ૭ |
| मता | मतः | १४१ | ३ |
| तदूरी | तद्दूरी | १४२ | ५ |
| हराज | हरान् | १४२ | ६ |
| निनमान् | निमान् | १४२ | ६ |
| ઑઁ | ઑઁ | ૧૪૨ | ૭ |
| મયા | માયા | ૧૪૩ | ૪ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પત્ર. | પંક્તિ. |
| --- | --- | --- | --- |
| ઔઁા | ઔઁ | ૧૪૩ | ૧૫ |
| ઔઁા | ઔઁ | ૧૪૫ | ૭ |
| ઔઁા હ્રીઁ | ઔઁ હ્રીઁ | ૧૪૬ | ૧૭ |
| ઔઁા હ્રીઁ | ઔઁ હ્રીઁ | ૧૪૮ | ૭ |
| ક્ર્યા | કર્યા | ૧૪૯ | ૧૧ |
| સસારે | સંસારે | ૧૫૦ | ૧૩ |
| ઔઁા | ઔઁ | ૧૫૧ | ૭ |
| તદુરી | તદ્દૂરી | ૧૫૨ | ૧૬ |
| સ્વાઃ | સ્વાહા | ૧૫૨ | ૧૮ |
| રીઁ | હ્રીઁ | ૧૫૪ | ૭ |
| ઔઁાહી | ઔઁહ્રીઁ | ૧૫૫ | ૧૭ |
| સ્વાઃ | સ્વાહા | ૧૫૫ | ૧૮ |
| તદુરી | તદ્દૂરી | ૧૫૭ | ૫ |
| ઔઁા | ઔઁ | ૧૫૭ | ૭ |
| ઔઁા હીઁ | ઔઁહ્રીઁ | ૧૫૯ | ૭ |
| જયકીતિ | જયકીર્તિ | ૧૬૦ | ૩ |
| ધર્મમૂતિ | ધર્મમૂર્તિ | ૧૬૦ | ૪ |
| પય | પાય | ૧૬૧ | ૧૨ |
| ક્રંઇ | કંઇ | ૧૬૧ | ૧૫ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પત્ર. | પંક્તિ. |
|---|---|---|---|
| ભૂખ્સા | ભૂખ્યા | ૧૬૨ | ૧૬ |
| વિક્ષેયન | વિક્ષેપન | ૧૬૪ | ૨ |
| રિણુ | વિણુ | ૧૬૪ | ૧૨ |
| વિચારતાં | વિચરતાં | ૧૬૬ | ૨૧ |
| સ્વારી | સ્વાહા | ૧૭૧ | ૧૬ |
| હજારરે | હજારારે | ૧૭૪ | ૧૭ |
| પંખાલી | પખાલી | ૧૭૫ | ૧૩ |
| ધૂપ | ધૂપં | ૧૭૭ | ૧૩ |
| સાવિબ | સાહિબ | ૧૮૪ | ૩ |
| સ્વા | સ્વાહા | ૧૮૫ | ૧૧ |
| વિંધ | વિધ | ૧૮૬ | ૫ |
| નિર્દંભ | નિર્દંભી | ૧૮૮ | ૩ |
| નવારણાય | નિવારણાય | ૧૯૦ | ૨૦ |
| માય | માયા | ૧૯૧ | ૪ |
| એણું | એણે | ૧૯૯ | ૪ |
| સામગ્રી | રામગ્રી | ૧૯૯ | ૭ |
| પુણિજે | થુણિજે | ૨૦૬ | ૨૦ |
| રૂણીંદા | ૪ણીંદા | ૨૦૭ | ૨ |
| જાણીને | ભણીને | ૨૧૦ | |
| પુષ્પેનુ | પુષ્પોનું | ૨૧૧ | ૮ |
| નાઠક | નાટક | ૨૧૨ | ૧૧ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃ. | |
|---|---|---|---|
| તીર્થો | તીરથો | ૨૧૩ | ૧૭ |
| પૂજા | પૂજા | ૨૧૫ | ૧૩ |
| શ્રી | હ્રીઁ | ૨૧૬ | ૧૫ |
| નમો | નમે | ૨૧૭ | ૬ |
| કોટ | કોષ્ટ | ૨૧૯ | ૧૮ |
| શરહોંરે | શરહોંરે | ૨૨૧ | ૧૫ |
| વિચારી | નિહારી | ૨૨૧ | ૨૧ |
| સુશકારી | સુખકારી | ૨૨૪ | ૨ |
| હરિહરિયેં | પરિહરિયેં | ૨૩૧ | ૧૨ |
| જિણુદ | જિણુંદ | ૨૪૦ | ૬ |



ॐ શ્રી ગુરૂભ્યો નમઃ

# વિવિધ પૂજા સંગ્રહ.

## ॥ અથ સ્નાત્ર પૂજાની વિધિ ॥

પ્રથમ ત્રણ ગઢને ઠેકાણે ત્રણ બાજોઠ મૂકીને ઉપલા બાજોઠના મધ્ય ભાગે કંકુનો સાથીઓ કરવો અને તેના આગલ કંકુના ચાર સાથીઆ કરીને ઊપર અક્ષત નાખવા તથા શ્રીફલ મૂકવા વચલા સાથીઆ ઊપર રૂપા નાણું મૂકવું ને ચારે સાથીઆ ઊપર કલશ સ્થાપવા તેમાં પંચામૃત કરી જલ ભરવું તથા વચલા સાથીઆ ઊપર થાલ મૂકી કેશરનો સાથીઓ કરી અક્ષત નાખી ફુલ મૂકી નવકાર ત્રણ ગણી પ્રભુને પધરાવવા પછી બે સ્નાત્રીઆ ઊભા રાખીને ત્રણ નવકાર ગણાવવા પછી પ્રભુના જમણા પગના અંગુઠે કલશમાંથી જલ રેડવું ને અંગ લૂંણા ત્રણ કરવા પછી કેશરથી પૂજા કરી હાથ ધુપીને સ્નાત્રીઆના જમણા હાથમાં કેશરનો તિલક પછી કુસુમાંજલિ ( ફૂલ ) હાથમાં આપવા ને એક દીપક પ્રભુની ડાબી બાજુએ કરવો ને પછે

સ્નાત્રપૂજા ભણાવવી ઇતિ ॥ ગુરૂવર્ય શ્રી રવિચંદ્રજી મહારાજકૃત સ્નાત્રપૂજા પ્રારંભ.

## દોહા.

પ્રથમ પ્રભુ પરમાત્મા, પ્રથમ રાય અરિહંત ॥ તીર્થંકર ત્રિભુવન ધણી, પ્રથમ નમો ગુણવંત ॥ ૧ ॥ ઢાલ પ્રથમ નમો પરમેસર રાયો, જન્મ મરણ દુઃખ દૂરે કરાયો ॥ ત્રિજગ તારક બીરૂદ ધરાયો, પૂજો પ્રણમો જિનવરરાયો ॥ આદિ જિણંદકે ચરણ કમલમે કુસુમાંજલિ મેલો સુખકારી ॥ ૧ ॥ દોહા નિર્મલ પ્રભુપદ પામીયા, લઇ નિજ નાણ અનંત ॥ નિર્મલ દીની દેશના; ભવિતારણ ભગવંત ॥ ૨ ॥ ઢાલ રાગદ્વેષ વિણ નિર્મલ કાયા, બારગુણે વંદો જિનરાયા ॥ વર્જિત કુડકપટ મદ માયા, સેવો શ્રી જિનવરના પાયા ॥ શાંતિ જિણંદકે ચરણ કમલમે કુસુમાંજલિ મેલો મનોહારી ॥ ૨ ॥ દોહા વારી વિષય કષાયને, વરિયા શિવ વરમાલ ॥ બ્રહ્મચારી બાવીશમા, પ્રણમીજે ત્રિકાલ ॥ ૩ ॥ ઢાલ ત્રિકાલ વેતા ઉત્તમ નાણી, લોકાલોક તણા ભાવ જાણી ॥ અવ્યાબાધ અનંત સુખ ખાણી, કરિયે ભક્તિ શિવ નીશાણી ॥ નેમિ જિણંદકે ચરણ કમલમે, કુસુમાંજલિ મેલો જયકારી ॥ ૩ ॥ દોહા નામ દ્રવ્યને થાપના, ચોથો ભાવ પ્રધાન ॥ ચઉનિક્ષેપે પૂજીયે વીતરાગ ભગવાન ॥ ૪ ॥ ઢાલ ચોત્રીશ અતિશયવંત નમિજે, વાણી ગુણ પાત્રીશ

સુણીજે ॥ મિથ્યા તમને દૂર કરિજે પદ પૂજી સવિપાપ હરિજે ॥ પાસ જિણંદકે ચરણ કમલમે, કુસુમાંજલિ મેલો હિતકારી ॥ ૪ ॥ **દોહા** મુખ સોહે પૂરણ શશી, વર્જિત દોષ અઢાર ॥ વર્તમાન શાસન પતી, સંઘ સકલ સુખકાર ॥ ૫ ॥ ઢાલ રાય સિદ્ધારથ વંશ દીપાયો, કર્મ સુભટને દૂરે કરાયો ॥ શિવપુરનું શુભ માર્ગ બતાયો, કેવલ પામી નિજ પદ પાયો ॥ વીર જિણંદકે ચરણ કમલમે, કુસુમાંજલિ મેલો નરનારી ॥ ૫ ॥ **દોહા.** અજિત સંભવ અભિનંદના, સુમતિ પદ્મ સુપાસ ॥ ચંદ્ર સુવિધિ શીતલજિના, નમિયેં શ્રી શ્રેયાંશ ॥ ૬ ॥ ઢાલ વાસુ પૂજ્ય પ્રભુવિમલ અનંતા, ધર્મકુંથુજિનઅર અરિહંતા ॥ મલ્લિનાથમુનિ સુવ્રત સંતા, શ્રી નમિનાથ પૂજો ભગવંતા ॥ સકલ જિણંદ કે ચરણ કમલમે કુસુમાંજલિ મેલો ભયહારી ॥ ૬ ॥

**દોહા.**

પય પ્રણમી સવિજિન તણા, વાંછિત પૂરણ હારા કલ્યાણક વિધિ તેહની ભણશું ભાવ ઉદાર ॥ ૧ ॥ ઢાલ બીજી ॥ સમકિત ધર્મ સોહં કરૂ, મનમોહનજી, સંયમ વ્રત શુભધાર મનડું મોહ્યુરે મનમોહનજી ॥ વીશ સ્થાનક વિધિ શું કરી, મન૦ અનુપમ તપ શ્રીકાર મન૦ મન૦ ॥ ૧ ॥ ચઢતે પરિણામે સુખી, મન૦ ભાવ દયા ભરપૂર મન૦ મન૦ ॥ સર્વ જીવ શાસન રસી, મન૦ કરૂં સવિ દુઃખથી દૂર

મન૦ મન૦ ॥ ૨ ॥ તીર્થંકર પદ બાંધતાં, મન૦ ત્રીજે ભવ ગુણધામ, મન૦ મન૦ ॥ વચમાંહિ એક ભવ કરી, મન૦ ॥ નરક્ષેત્ર શુભ ગામ મન૦ મન૦ ॥ ૩ ॥ મધ્ય ખંડરાજન કુલે, મન૦ જિનવર લે અવતાર મન૦ મન૦ ॥ માતા તવ સ્વપ્ના જુએ, મન૦ સુખ શય્યામાં સાર મન૦ મન૦ ॥ ૪ ॥ ગજવર વૃષભ સોહામણો, મન૦ કેશરી લક્ષ્મી માત મન૦ મન૦ ॥ ફૂલમાલ શુભ ચંદ્રમાં; મન૦ રવિ ધ્વજ કલશ સુજાત મન૦ મન૦ ॥ ૫ ॥ દશમે પદ્મ સરોવરૂ મન૦ રત્નાકર વિમાન મન૦ મન૦ ॥ રત્નરાસી અગ્નિશીખા મન૦ નિર્ધૂમ ચઉદમે જાન મન૦ મન૦ ॥ ૬ ॥ રાણી નિજપતિને કહે મન૦ અર્થવદે નૃપસાર મન૦ મન૦ ॥ તીર્થંકર ત્રિભુવન રવિ મન૦ હોસે સુત સુખકાર મન૦ મન૦ ॥ ૭ ॥

## દોહા.

શુભ લગ્ને જન્મ્યા પ્રભુ, જગમાં થયો પ્રકાશ ॥ નારક આદિ સુખ લહે, ભવિપામે ઉલ્લાસ ॥ ૧ ॥

ઢાલ ત્રીજી ગિરિવર દર્શન વિરલા પાવે એ રાગ ॥ જન્મ મહોચ્છવ કરવા આવે, છપ્પન દિકકુમારી શુભ ભાવે જન્મ૦ ॥ સંવર્ત્ત પવને અડહરે કચરો, અભ્રઘોદક તિહાં વરસાવે જન્મ૦ ॥ ૧ ॥ અઠકશલા અડદર્પણ ધરતી, અડચામર અડપંખા સોહાવે જન્મ૦ ॥ ચાર રક્ષા કરી ચઉ

કુર દીપક, કેલના ઘર કરી બિહુ ને લાવે જન્મ૦ ॥ ૨ ॥ સુચીકરણ જલથી નવરાવી, ફૂલમાલ અલંકાર પહેરાવે. જન્મ૦ રાખડી બાંધી જિન પધરાવે, કુમરી જિન જનની ગુણ ગાવે જન્મ૦ ॥ ૩ ॥ માતા તુમ સુત બહુ કાલ જીવો, એમ આશીષ દેઈ શુભ ભાવે. જન્મ૦ વંદી પૂજી નિજઘર જાવે રવિચંદ્ર જિનના ગુણ ગાવે. જન્મ૦ ॥ ૪ ॥ એ ઠેકાણે ચૈત્યવંદન કરવું.

## દોહા.

સઘલા સુરપતિનો તદા, આસન કંપ્યો સાર ॥ જિનવર જન્મ્યા જાણીને, ઊપનો હર્ષ અપાર ॥ ૧ ॥ ઘંટા નાદ કરાવીને, ઊદઘોષણ કરે રાજ ॥ સવિ સુર સુરગિરિ આવજો, જિન જન્મોચ્છવ કાજ ॥ ૨ ॥

ઢાલ ચોથી ( સાહેબ શિવ વસિયા એ રાગ. )

સુરપતિ સઘલા તિહાં મલ્યારે સાથે સવિપરિવાર, મોહન મનવસિયા ॥ જિન જનની પ્રણમી કહે રે. જગમાતા સુખકાર મોહન૦ ॥ ૧ ॥ જન્મોત્સવ કરવા ભણીરે તુમ સુત કેરો માય મોહ૦ ॥ આવ્યો હું સોહમ પતિરે, બીક મ ધરશો કાંય મોહ૦ ॥ ૨ ॥ એમ કહી જિન બિંબ સ્થાપીનેરે, મા આગલ મનોહાર મોહન૦ ॥ પંચ રૂપે પ્રભુને ગ્રહીરે, પાંડુકવન સુખકાર મોહન૦ ॥ ૩ ॥ શિલા સિંહાસને બેસીનેરે, લઈ ઊત્સંગ જિનરાજ મોહન૦ ॥ આનંદ

ભરસોહમ પતિરે, તિમ ત્રેશઠ સુરરાજ મોહન૦ ॥ ૪ ॥ મંદર ગિરિપર આવિઆરે, કામ ક્રોધ મદ છોડ મોહન૦ ॥ અચ્યુતેંદ્ર હુકમે કરીરે, સુર સઘલા કરજોડ મોહન૦ ॥૫॥ માગધ વરદામે જઈરે, પદ્મ દ્રહ ગંગા નીર મોહન૦ ॥ તીરથ જલ લઈ ભક્તિયેરે, ધોવે આતમ ચીર મોહ૦ ॥ ૬ ॥ તીર્થૌષધિ આદિ બહુરે, આગમ ભાષિત સાર મોહ૦ ॥ સામગ્રી સવિ મેલવીરે, સફલ કરે અવતાર મોહ૦ ॥ ૭ ॥ અડકલશા અડજાતિનારે, અષ્ટ સહસ સવિજાન મોહન૦ ॥ કલશા એક અભિષેક-નારે ચોસઠ સહસસુમાન મોહન૦ ॥ ૮ ॥ ન્હવણ કરે જિનરાજનેરે, ક્રમથી દેવસુજાન મોહ૦ ॥ બાશઠ સુરપતિના તિહાં રે, લોકપાલ ચઊ જાન મોહન૦ ॥ ૯ ॥ રવિચંદ્ર પંક્તિ તણારે, છાશઠ છાશઠ છેક મોહન૦ એક સુર ગુરૂ-સ્થાનીઆંરે, સામાનિકનો એક મોહન૦ ॥ ૧૦ ॥ સોહમ ઈશાન ઇંદ્રનીરે, શોલ ઇંદ્રાણી સાર મોહન૦ ॥ દશ અસુ-રને નાગનીરે, ઇંદ્રાણીના બાર મોહન૦ ॥ ૧૧ ॥ ચઉ ચઉ જ્યોતિષ બ્યંતરનીરે, ॥ પર્ષદતીનનો એક મોહન૦ ॥ ઈગઈગ કટક પતિ અંગ રક્ષક, સાધારણ સુર એક મોહન૦ ॥ ૧૨ ॥ ઇશાનેંદ્ર ખોલે ઠવીરે, વૃષભરૂપ કરી ચાર મોહ૦ શૃંગજલેસિંચીલહેરે, રવિસોહમ પતિ સાર મોહન૦ ॥૧૩॥

ઢાલ પાંચમી (સોના રૂપા કે શોગઠે એ રાગ.)

અભિષેક અઢીશેં કરી, સુરગણ શુભ ભાવે ॥ સુકૃત

તરૂ નિજ સિંચવા, જિનવર ગુણઆવે અભિષેક૦ ॥ ૧ ॥ સુંદરરૂપ બનાવીને, પ્રભુઆગલ નાચે. ॥ શુભ સ્વર તાને ગાવતાં, જિનમુદ્રાએ રાચે અભિ૦ ॥ ૨ ॥ ચંદન પુષ્પાદિકથી, પૂજે જિન દેવા ॥ નિજ આતમ પુન્યે ભરી, ઉત્તમગતિ લેવા અભિ૦ ॥ ૩ ॥ યતને જિનવર લાવીને ) બોલે સુરરાય ॥ તુમ સુત અમ પરમેશ્વરૂ, યત્ને રાખજો માય અભિ૦ ॥ ૪ ॥ બત્રીશકોડિ સોવનતણી, રત્નમણિ વસ્નાલી ॥ વરસાવી કહે તારજો જગજનના વાલી અભિ૦ ॥ ૫ ॥ નંદીશ્વર દેવવાંદીને, સુરલોક સધાવે, તિહાં સાસય જિનપૂજીને, રવિ નિત્ય ગુણ ગાવે અભિ૦ ॥ ૬ ॥

કલશ.

ભવિવંદો જિનંદ વર ચરણીને ભવિ૦ દીક્ષા કેવલનાણ કલ્યાણક, પાપપંકસબ હરણીને ભવિ૦ ॥ ૧ ॥ જન્મ મહોત્સવ કરતાં લહિયેં, સુખ સંપદ શુભ વરણીને ભવિ૦ ॥ ૨ ॥ જંબુ દ્વીપ પન્નતિયેં ભાખ્યો, જિન જન્મોચ્છવ કરણીને ભવિ૦ ॥ ૩ ॥ તે અનુસારે જિન ગુણગાયા, સંક્ષેપવિધિચિત્ત હરણીને ભવિ૦ ॥ ૪ ॥ કુમત કદાગ્રહ દૂર નિવારી, સેવો સવિ દુઃખ હરણીને ભવિ૦ ॥ ૫ ॥ નિક્ષેપા તનુ યોગ નિયાણુ વિધુ, ચૈત્ર માસ સુદિ તરણીને ભવિ૦ ॥ ૬ ॥ નયર આકોલે આંબેલ ઓલી, સંઘ આગ્રહ ચિત્ત ધરણીને ભવિ૦ ॥ ૭ ॥ જિન શાસનનભ અર્કસોહાવે,

જનેંદ્ર નિધિસૂરિ ચરણીને ભવિ૦ ॥ ૮ ॥ જિનગુણુનીરે સ્નાનકારક સવિ, સુખ લહે શિવ વધૂ પરણીને ભવિ૦ ॥૯॥

## અથ આરતિ.

જય જય આરતિ જિનવરચંદા, પાપતિમિર ભર હરણ દિણુંદા જય૦ ॥ ૧ ॥ સાર મનોરથ સફલ કરાવે, આપદ સઘલી દૂર પલાવે જય૦ ॥ ૨ ॥ કનક રતનમય થાલ સોહાવે, દુઃખ દોહગ સવિ દૂર હરાવે જય૦ ॥ ૩ ॥ આરતિ ઉતારો જિનવર આગે, સહુ નરનારી પ્રશસ્ત રાગે જય૦ ॥ ૪ ॥ તીનવાર પ્રદક્ષિણા કીજે, શુભ માનવભવ લાહોલીજે જય૦ ॥ ૫ ॥ સાત ચઊદને એકવીશ વારે કીજે આરતિ સાર સંસારે જય૦ ॥ ૬ ॥ રવિતેજે જિમ તિમિર પણાશે, તિમ શુભ ભાવનશે અઘનાશે જય૦ ॥૭॥

## અથ મંગલ દીવો.

મંગલિક દીપક મોહનગારો, શ્રીજિનવર મુને તારોરે મન મોહનગારા ॥ ભુવનપ્રકાશક જિન ચિરનંદો, જ્ઞાન અનંત ગુણકંદોરે મન૦ ॥ ૧ ॥ ચંદરવિરુખ લૂંછણુલેતા, પ્રદક્ષિણા દઇ ફિરતારે મનમો૦ મંગલ દીપક કર ઇંદ્રાની, ભ્રમરી દીયે ગુણતાનીરે મન૦ ॥ ૨ ॥ ઊદકાક્ષત કુસુમાંજલિસારા, ચંદનેચરચિત ૧યારારે મન૦ ॥ સંઘ ચતુર્વિધ મંગલ કરજો, રવિદીપક તમ હરજોરે મન૦ ॥ ૩ ॥ ઇતિ સ્નાત્ર પૂજા સંપૂર્ણા. ॥

## અથ શ્રી મેઘરાજમુનિકૃત સત્તર ભેદી પૂજા પ્રારંભ.

સર્વજ્ઞં જિનમાનમ્ય, નત્વા સદ્ગુરુમુત્તમં ॥
કુર્વે પૂજાવિધિં સમ્યક્ ભવ્યાનાં સુખહેતવે ॥ ૧ ॥

### ॥ દોહા. ॥

॥ વંદી ગોયમ ગણહરુ, સમરી સરસતિ એક ॥ કવિયણ વર આપે સદા, વારે વિઘ્ન અનેક ॥ ૧ ॥ પૂજા કરતાં જિન તણી, શ્રાવક કહે સુવચન્ન ॥ તે હું પભણિશ વિધિ કરી, સાંભલજો એક મન્ન ॥ ૨ ॥ ન્હવણ વિલેપન વસ્ત્રયુગ, વાસ ફૂલ શુભ માલ ॥ વરણક ચૂરણ ધ્વજ ભલો, બહુ આભરણ વિશાલ ॥ ૩ ॥ ફૂલાં કેરે ઘર પગર, મંગલ ધૂપ અપાર ॥ ગીત નૃત્ય વાજિત્ર એ, સત્તર હવે વિસ્તાર ॥ ૪ ॥

### ॥ અથ પ્રથમ ન્હવણપૂજા પ્રારંભ. ॥
### ॥ ઢાલ પહેલી હેમની ॥ રાગ ત્રિભાસ ॥

॥ પ્રથમ જિનનાયકં, નૌમિ સુખદાયકં, કૃતશુચિપૂર્વદિશિ, સકલદેહં ॥ ધોતિ તનુ આવરી, એકચિત્ત મન કરી, પશ્યતિ દર્શનં, પુણ્યગેહં ॥ સિંધુગંગાદિભિ, સ્તીર્થગંધોદકૈ, ભરિતમણિકનકમય, કલશઆલી ॥ ભવિકશ્રાવક મલી, નાહવે પરિ ભલી, સંશય મન તણા વેગ ટાલી ॥ ૧ ॥

## ॥ ગીત રાગ નટ્ટ મલ્હાર ॥

॥ જિનકી ઇણુવીધિ પૂજા કીજે ॥ સુંદર ધર્મ લહી ભવિકા જન, મનુઅ જનમ ફલ લીજે ॥ મેરે જિનકી ઇણુ વિધિ પૂજા કીજે ॥ ૧ ॥ નિર્મલ અંગ કરી અતિ ઉજ્વલ, અંબર તે પહરીજે ॥ અતિહિ સુગંધ સુરભિ દ્રવ્યવાસિત, કંચન કલશ ભરીજે ॥ મેરે જિનકી૦ ॥ ૨ ॥ કરિ મુખ-કોશ મોરપિચ્છ પૂંજા, પહેલી પૂજા રચીજે ॥ કહે ધન વચન લલિત મનોહર, નાભિ મલ્હાર ન્હવીજે ॥ મેરે૦ ॥૩

## ॥ કાવ્યં ॥ ઉપેન્દ્રવજાવૃત્તમ્. ॥

॥ શચીપતિઃ સપ્તદશપ્રકારૈ, ભૃત્યામરૈરસંઘટિતોપહારૈઃ ॥ સ્વર્ગાંગનાસુ ક્રમગાયિનીષુ, પૂજાં પ્રભોઃ પાર્શ્વજિનસ્ય ચક્રે ॥ ૧ ॥ પુરંદરઃ પૂરિતહેમકુંભૈ, રદંભમંભોભિરલં સુ-ગંધૈઃ ॥ સાકંસુરૈર્મઘવા ચ સમ્યક્, પૂજાં જિનેંદોઃ પ્રથમાં ચકાર ॥ ૨ ॥ ઇતિ ન્હવણપૂજા પ્રથમા ॥ ૧ ॥

## ॥ અથ દ્વિતીય વિલેપનપૂજા પ્રારંભ ॥

### ॥ દોહા ॥

॥ કેસર ચંદન ઘસિ ઘણાં, મેલવી માંહે બરાસ ॥ નવ અંગે જિન પૂજતાં, નવ નિધિ આતમ પાસ ॥ ૧ ॥ જિન પ્રતિમાને વિલેપતાં, શીતલ થાયે આપ ॥ ક્રોધ દાવાનલ ઉપશમે, જાયે ભવ સંતાપ ॥ ૨ ॥

## ॥ રાગ સામગ્રી ॥ તથા આશાવરી.

॥ કુંકુમસંયુત, ઘસીયવરચંદનં, સરસઘન સારશું, માંહે મેલી ॥ કંચન મણિતણાં, ભરિય બહુ ભાજનાં, અગર રસ કુમકુમા, તેહ ભેલી ॥ પૂજિ નવઅંગમાં, ચરણુ જાનૂ કરે. અંસ હૃદિ બાંહુ બેહુ અપાર ॥ કંઠ લલાટ શિર, વિલેપતાં રંગભર, પામીયે ભવ તણો એમ પાર ॥ ૧ ॥

## ॥ ગીત રાગ દેશાખ ॥

॥ કરૂં હું પૂજા જિનવર કેરી, આગમવચન સુણ્યાં મેં તાથેં, પ્રગટ ભઈ મતિ મેરી ॥ કરૂં હું પૂજા૦ ॥૧॥ કેસર ચંદન ભરિય કચોલી, અરચૂં યુક્તિ ઘણેરી ॥ મણુઅજન્મકો લાહો લીજે, ભક્તિ કરૂં અધિકેરી ॥ કરૂં હું પૂજા૦ ॥ ૨ ॥ અંજલિ જોરી મોરિ તનુ અપનો, વાત કહું જું ભલેરી ॥ દેઇ શાખ શાસય સુખ કેરી, મુક્તિ મંદિરકી શેરી ॥ કરૂં હું પૂજા૦ ॥ ૩ ॥

## ॥ કાવ્યં ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ અંગં પ્રભૃજ્યાંગસુગંધગંધ, કાષાયિકેનપટેન ચેંદ્રઃ ॥ વિલેપનૈશ્ચંદનકેસરાદ્યૈઃ, પૂજાં જિનેંદોરકરોત્ દ્વિતીયાં ॥૧॥ ઈતિ વિલેપન પૂજા દ્વિતીયા ॥ ૨ ॥

## ॥ અથ તૃતીય વસ્ત્ર યુગલ પૂજા પ્રારંભઃ ॥

## ॥ દોહા ॥

॥ ત્રીજી પૂજા જિન તણી, વસ્ત્ર યુગલની હોય ॥

નયનયુગલ પણ કો કહે, પરમાર્થે એક જોય ॥ ૧ ॥ અંશુ-
યુગ્મ અંશે ઠવી, ભાવો ભાવન એમ ॥ નિશ્ચય ધર્મવ્યવ-
હાર યુગ, આદરશું બહુ પ્રેમ ॥ ૨ ॥ અથવા જ્ઞાનક્રિયા
કરી, અંગીકરશું ધર્મ ॥ અસંખ્ય પ્રદેશી આતમા, નિર્મળ
કરવા મર્મ ॥ ૩ ॥ સ્વપર વિવેચન દૃષ્ટિવર, પ્રગટે જેથી
નિત્ય ॥ અથવા ક્ષાયિક ક્ષયોપશમ, સમ્યક્ દૃષ્ટિ મિત્ત
॥ ૪ ॥ વસ્ત્રયુગલની પૂજના, સૂરિયાભ સુરવરેં કીધ ॥
ત્રીજી પૂજા કરીયને, રત્નત્રય વર લીધ ॥ ૫ ॥

## ॥ રાગ દેશાખ ॥

॥ સુરભિ દ્રવ્ય વાસિતં, વસ્ત્રયુગમુજ્વલં, પ્રભુતણે
મસ્તકેં મૂકીયેંએ ॥ ભક્તિ એણિ પરેં કરું, શુદ્ધ સમકિત
ધરૂં, પૂજતાં ધ્યાન નવિ ચૂકીયેં એ ॥ ભવતણી શ્રેણિનાં
કર્મપાતક ઘણાં, દેખતાં પાપ સવિ છુટિયેં એ ॥ દર્શન
જિનરસ, નયણનાલેં કરી, અમૃતસમ રસ ઘૂંટિયેંએ॥ ૧ ॥

## ॥ ગીત ॥ રાગ ભૈરવ ॥

॥ પૂજાકરણં ભવ્યાભરણં, સ્યાદપિ ભવભયહરણં ॥
પૂજા૦ ॥ કનકતંતુવિરાજિતમમલં, સૌરભિગંધમુદારં ॥ ભૈ-
રવકર્મવિદારણશીલં, સુરનરજગદાધારં ॥ પૂજા૦ ॥ ૧ ॥
અંબરયુગલં મસ્તકધરિતં, હે જિન શોભિતદેહં ॥ નભસિ
યથા ત્રિદશાધિપધનુષં, રાજતિ તવ તનુગેહં ॥ પૂજા૦॥૨॥

નિજચેતસિ યદિવાંછસિ સૌખ્યં, ભવમકરાકરપારં ॥ વંદતિ એવ મુનિર્જિનપૂજાં, તૃતીયાં કુરૂ સબસારં ॥ પૂજા૦ ॥૩॥

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્. ॥

॥ ચ્યુતશશાંકસ્ય મરીચિભિઃ કિં, દિવ્યાંશુકદ્વંદ્વમ તીવચારૂ ॥ યુકત્યા નિવેશ્યોભયપાર્શ્વમિંદ્રઃ પૂજાં જિનેંદ્રોરકરોત્તૃતીયાં ॥ ૧ ॥ ઈતિ વસ્ત્રયુગલપૂજા તૃતીયા ॥ ૩ ॥

## ॥ અથ ચતુર્થ વાસપૂજા આરંભ. ॥

સમ્યક્ જ્ઞાનાદિક ગુણે, વાસિત થાયે આપ ॥ કરતાં પૂજા વાસની, જાયે સર્વ સંતાપ ॥ ૧ ॥ કુમતિ જવાસા શોષવે, ટાલે મિથ્યા પાસ ॥ શિવપુરમાં વાસો વસે, જો જિન પૂજે વાસ ॥ ૨ ॥ શુદ્ધાતમની વાસના, ભાસન ભાસ્કર જ્યોત ॥ અરિહંત વાસ ઉપાસના, ભવજલ તારણ પોત ॥ ૩ ॥ આરાધે અનુશાસના, વાધે જગ યશવાસ સાધે મારગ મોક્ષનો, વાસે અર્ચે પાસ ॥ ૪ ॥

## ॥ રાગ કેદારો. ॥

॥ સુરભિ વસ્તુ સવિ મેલી, કુંકુમ કેસર ભેલી, કુસુમે વાસિત એ, રંગે રાજિત એ, વાસે પૂજો અંગ, પામો શિવસુખ રંગ, જિનવરને નમો એ, જેમ જગ નવિ ભમો એ ॥ ૧ ॥

## ॥ રાગ ॥ માલવી ગોડી ॥

॥ વીતરાગ ભાવેંકરી પૂજિલા, આપણી આપે પદવી ॥ સેવિયેં કહા હોત હે તિનકું, નિજ સરખે ન કરે પુહવી ॥ વીત૦ ॥ ૧ ॥ નોતન ચારૂ ફૂલ બહુવાસિત, પૂજા જિનવર વાસેં ॥ ચંદન પન્નગ પાસ નીલકંઠ, બોલતહિ ત્યું કરમ નાસે ॥ વીત૦ ॥ ૨॥ ચોથી પૂજા તારક કેરી, કીજેં માલવી રાગેં ॥ ભવનાં અનેક કર્મ ભૂરિ સંચિત, ટલત પાપ વાર ન લાગે ॥ વીત૦ ॥ ૩ ॥

### ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ કર્પુરસૌરભ્યવિલાસિવાસૈઃ, શ્રીખંડવાસૈઃ કિલવાસચોથ ॥ વિભાસુરશ્રીજિનભાસ્કરેંદોઃ પૂજા જિનેંદ્રકરોચ્ચતુર્થીમ્ ॥ ૧ ॥ ઇતિ વાસપૂજા ચતુર્થી ॥ ૨ ॥

## ॥ અથ પંચમ છૂટાંફૂલની પૂજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

॥ પંચમી પૂજા ફૂલની, છૂટાં કુસુમ સમૂહ ॥ પૂજે શ્રી અરિહંતજી. પ્રગટે ચિત ગુણવ્યૂહ ॥ ૧ ॥ પંચબાણ પીડે નહીં, જે કરે પંચમી પૂજ ॥ રત્નત્રયનેં તે વરે, મોહ વિછૂટે મુજ ॥ ૨ ॥ કાલ અનાદિની જીવને, લાગી જડ દુર્ગંધિ ॥ તે ટાલે એ પૂજના, ધારે જ્ઞાન સુગંધિ ॥ ૩ ॥ વારે મિથ્યાવાસના, ચૂરે પુદ્ગલ વ્યાધિ ॥ પૂરે વાં-

છિત કામના, થાયે પૂર્ણ સમાધિ ॥ ૪ ॥ ચેતનતા નિર્મલ હુએ, પામે કેવલ જ્ઞાન ॥ યશ સુવાસ જગ વિસ્તરે, લહે નિર્વાણ સુથાન ॥ ૫ ॥

## ॥ કાવ્યં ॥ શાર્દુલવિક્રિડિતં વૃત્તમ્ ॥

॥ ગંધાઢ્યૈઃ કુસુમૈર્નવૈસ્તુ વિરલૈઃ પૂજાં કરોતિ પ્રભોઃ, ભક્ત્યા યોપિ હરિ પ્રિયામિહભવે, તસ્ય પ્રસન્નોભવેત ॥ સૌખ્યં સર્વભવાંતરેષુ લભતે સાન્નિધ્યમાસ્થીયતે, કુત્રાન્યત્ર સુધાં વિહાય ગરલં પાતું કઇચ્છેન્નરઃ ॥ ૧ ॥

## ॥ ગીત રાગ વેલાવલ ॥

॥ મોકલે કુસુમે કરી, અરચા સ્વામિની ॥ મિથ્યાત્વ શિરસિ, દુસ્સહદામિની ॥ મોકલે૦ ॥ ૧ ॥ જગગુરૂ નવ પૂજા ભવિકને, મોહન કામિની ॥ અભિનવા કુમતિને, ચ-કવાકુલ યામિની ॥ મોકલે૦ ॥ ૨ ॥ નરકે દરઠ પ્રાચીન બહુ, આવત થાંભિની ॥ પૂજા પંચમી ભવિકને, વેલાવલ હાયિની ॥ મોકલે૦ ॥ ૩ ॥

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ ॥

॥ મંદારકલ્પદ્રુમપારિજાત, જાતૈરલિવ્રાતકૃતાનુપાતૈઃ ॥

પૂષ્પૈઃ પ્રભોરર્ચિત નવાંગં પૂજાંવિનેનેકિલ પંચમીસઃ

ઈતિ છૂટા ફૂલની પાંચમી.

## ॥ અથ ષષ્ટ પુષ્પમાલ પૂજા પ્રારંભ.

### ॥ દોહા ॥

॥ છઠ્ઠી પૂજા સ્વામિની, પુષ્પમાલની હોય ॥ શિવવધૂ વરમાલા ઠવ્યે. જેહ કરે ભવિ લોય ॥ ૧ ॥ સુરભિયુક્ત વર કુસુમ લઈ, કરે મનોહર માલ ॥ પ્રભુ કંઠે ઠવિ ભાવિયેં, જ્ઞાનાદિક ગુણમાલ ॥ ૨ ॥

### ॥ રાગ દેશાખ. ॥

॥ ચંપક કેતકી, નાગવર માલતી, મોગરાશોક પુન્નાગ જાતી ॥ કુંદ મલ્લિ અહી જાઇ જૂઈ સહી, ગુંથિયેં સુંદર, ભક્તિરાતી ॥ સકલમન રંજતી, ભ્રમરગુણગુંજતી, વાસતી દહદિશિ, અતિ રસાલી ॥ સોરભરસ ભરી, વિવિધ કુસુમેં કરી, મસ્તક પગ લગેં, અતિ વિશાલી ॥૧॥

### ॥ ગીત ॥ રાગ ગુંડ ॥

॥ સેવંત્રી વરજૂઇ વિઉલ સિરિ, માલતી સરસ ગુલાલ રે ॥ કેતકી ચંપક પાડલ દમણો, ગૂંથી તિનકી માલરે ॥ ૧ ॥ દામ કરીને કંઠે ઠવિયેં, કરીયેં મન આણંદરે ॥ પરિમલ કેસર ભ્રમર ગુંજત હે. મોહિ સુરનર વૃંદ રે ॥ દામ૦ ॥ ૨ ॥ છઠી પૂજા તારક કેરી, કીજેં રાગેં ગુંડયા ગુણભાવ ધરિ પૂજા જિનવર, છૂટતકર્મ પ્રચંડરે ॥ દા૦ ૩

### ॥ કાવ્યં ઉપેંદ્રવજ્રાવૃત્તમ ॥

॥ તૈરેવ પુષ્પૈર્વિરચય્ય માલાં, સૌરભ્યલોભભ્રમિભૃંગ

માલાં ॥ આરોપયન્નાકપતિર્જિનાંગે, પૂજાં પટિષ્ઠીં કુરૂ તે સ્મ ષષ્ઠીં ॥ ૧ ઈતિ પુષ્પમાલપૂજા ષષ્ઠી ॥ ૬ ॥

## ॥ અથ ॥ સપ્તમ પંચવર્ણફૂલ પૂજા પ્રારંભ ॥

### ॥ દોહા ॥

॥ પંચવર્ણના ફૂલની, પૂજા સાતમી એહ ॥ પંચમ જ્ઞાન પ્રકાશપર, કરે પ્રમાદનો છેહ ॥ ૧ ॥ એ પૂજા કરતાં થકાં, ભાવો ભાવના એમ ॥ વર્ણાદિક ગુણ રહિત તું, અ-લખ અવર્ણી એમ ॥ ૨ ॥ વર્ણાદિક પુદગલદશા, તેશું તુજ નહીં મેલ ॥ તું રત્નત્રયમયી સદા, ભિન્ન યથા જલ તેલ ॥ ૩ ॥ ચિદાનંદ ઘન આતમા, પૂર્ણાનંદ અરૂપ ॥ શુદ્ધાતમ સત્તારસી, દર્શન જ્ઞાન સ્વરૂપ ॥ ૪ ॥

### ॥ રાગ સામેરી ॥

॥ કરૂં પૂજા કરૂં પૂજા, નમો જિનરાય, પંચવર્ણ આંગી રચો, વિવિધ રંગ રંગેહિ ભેલો, અતિ અનુપમ ચિ-ત્રામ કરી ઉદય, સૂરસમ કાંતિ મેલો, એણી પરેં જિનવર પૂજતાં, આપે શિવપદરાજ ॥ સાતમી પૂજા કીજિયેં, સીઝે સઘલાં કાજ ॥ ૧ ॥

### ॥ ગીત રાગ કલ્યાણ ॥

॥ પૂજો મનરંગેં પૂજો મનરંગેં, પંચ વર્ણ કેરી આંગી રચાવો, ભાંખીયેં અંગેં ॥ પૂજો મનરંગેં પૂજો મનરંગેં ॥

૧ ॥ નવ નવ ભાતિ અતિહિ મનોહર, રંગેં રંગ ભલે ॥ પદ્મરાગસદ્ય કાંતિ ધરત તું, જીવન આજ મિલે ॥ પૂજો૦ ॥ ૨ ॥ લાલ ગુલાલ ફૂલ બિચ શોભે, કેતકી કુસુમ ધરે ॥ સાતમી પૂજા કરીને માગું, જિન કલ્યાણ કરે ॥ પૂ૦ ॥ ૩

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ મંદાકિનીંદીવરપીવરશ્રી, રક્તોત્પલૈશ્ચંપકપાટલાદ્યૈઃ ॥ કુર્વન્ વિભોર્વર્ણકવર્ણ્યશોભાં, પૂજાં પ્રતેને કિલ સપ્તમીં સઃ ॥ ૧ ॥ ઇતિ પંચવર્ણ ફૂલની પૂજા સપ્તમી ॥ ૭ ॥

## ॥ અથાષ્ટમ ચુર્ણપજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

અષ્ટમી પૂજા કીજીયેં, લેઈ સુગંધ બરાસ ॥ એ ચૂરણની પૂજના, કરતાં પૂગે આશ ॥ ૧ ॥ એ પૂજામાં ભાવિયેં, આતમ ભાવન એમ ॥ ચૂરૂં કર્માષ્ટક પ્રતેં, ધરિ શુદ્ધાતમ પ્રેમ ॥ ૨ ॥ અષ્ટ મહામદ ગાલવા, ટાલવા આઠે ભીતિ ॥ અષ્ટ પ્રવચન માતનેં, પાલવા અધિકી પ્રીતિ ॥ ૩ ॥ અડદિઠ્ઠી અનુક્રમેં વધે, લહે ક્ષાયિક સમકિત ॥ આઠમી પૂજા જે કરે, ભાવ ધરી ભવિ નિત ॥ ૪ ॥ શ્રદ્ધા ભાસન રમણતા, પામે સહજાનંદ ॥ તત્ત્વ રમણતાદિક બહુ, પ્રગટે નિજ ગુણ વૃંદ ॥ ૫ ॥ ભાવઘટા મેરી ઉલ્લહઇ, વરષે જિનપદ શ્રૃંગ ॥ ઘનસારહ ધારા કરી, પૂજો અરિહંત અંગ ॥ ૬ ॥

## ॥ ગીત રાગ સારંગ ॥

॥ વરસેજી મેરી ભાવ ઘટા, જિનકે ચરણ કમલ ગિ-
રિઉપર, ચૂર્ણ સુગંધ છટા ॥ વરસેજી૦ ॥ ઘનસારાદિક
સરસ મનોહર, કર ગ્રહિ સુગંધ પૂટા ॥ દીનદયાલ કૃપા-
લકું પૂજિત, પુલકતિ અલક લટા ॥ વરસેજી૦ ॥ ॥ ૧ ॥
માગત હું હવે અષ્ટમી પૂજા, તોરો મેરી કર્મ જટા ॥
મનસા રંગેં સેવક જંપે, અક્ષર એ પ્રગટા ॥ વરસેજી૦ ૨

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ દંભોલિપાણિઃ પરિમર્ધ સદ્યઃ, કર્પૂરકાલીર્બહુભક્તિ
શાલી ॥ ચૂર્ણ મુખે ન્યસ્ય જિનસ્ય તૂર્ણ, ચક્રેઽષ્ટમં પૂજન
મિષ્ટહેતું ॥ ૧ ॥ ઇતિ ચૂર્ણપૂજાઽષ્ટમી ॥ ૮ ॥

## ॥ અથ નવમી ધ્વજપૂજા પ્રારંભઃ ॥

### દોહા.

॥ નવમી પૂજા ધ્વજ તણી, કરતાં શિવસુખ હોય ॥
જિનચૈત્યોપરિ બાંધિયેં, મહાધ્વજા ભવિ લોય ॥ ૧ ॥

### ॥ રાગ વેલાવલ પરહો ॥

॥ ધર્મ ધ્વજા લહકે ગગન, દંડ સહિત ઉત્તંગ ॥
પવન ઝકોરી ઘુઘરી, વાજે જિણહર શ્રૃંગ ॥ ૧ ॥

### ॥ ગીત ॥

॥ હે મમ ઇશ ! તેરો ધ્યાન ધરિયેં, હે જગદીશ !

પૂજા નવમી કરિયે ॥ હે મમ ઈશ ! તેરા ધ્યાન ધરિયે, હાંરે જગદીશ ! પૂજા નવમી કરીયે ॥ એક સહસ જોયણ દંડ ઉંચો, દેવ મોહિયે ॥ ધ્વજા ગગન લેહેકે રંગ, નાના- વર્ણ સોહિયે ॥ હે મમ૦ ॥ હાંરે જગ૦ ॥ ૧ ॥ ઘુઘરીના ઘમકાર સુનિયે, પવનપ્રેરી ॥ પંચરંગ લાગું હીર ઘંટા, કનક કેરી ॥ હે મમ૦ ॥ હાંરે જગ૦ ॥ ૨ ॥ હમ તુમ બિચ જિણંદ અંતર, કર્મ પરહો ॥ તું કરિ કૃપા જિનરા- જ ! વેગે, તેહ મરહો ॥ હે મમ૦ હાંરે જગ૦ ॥ ૩ ॥

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્. ॥

॥ પુલોમજામૌલિનિવેશનેન, પ્રદક્ષિણીકૃત્ય જિનાલયં તં મહાધ્વજં કીર્તિમિવ પ્રતત્ય, પૂજામકાર્ષીન્નવમીં બિડૌજાઃ ॥ ૧ ॥ ઇતિ ધ્વજપૂજા નવમી ॥ ૯ ॥

## ॥ ગીત રાગ નટ્ટ નારાયણ ॥

॥ હમેં પ્રભુ દીજે હો વરદાન, યાચક ભવિક કહત હે તુંમશું ॥ જેમ પામો જગમાન ॥ હમેં૦ ॥ ૧ ॥ પૂજત જિનવર દાનજ દેતાં, જોવત હો કયું પૂંઠિ ॥ નવ ચનંદ કનકગિરિ સંચિત, તે ન ગયે ભર મૂઠી ॥ હમેં૦ ॥ ૨ ॥ રૂપ સુવર્ણ નાણુ વર વાસણુ, વાંછિત ફલ દીયો સ્વામી ॥ એહિ અવસર મત હોય અદાતા, સેવક કહે શિર નામી ॥ હમેં૦ ॥ ૩ ॥ ઇતિ દાનં ॥ ૯ ॥

## ॥ અથ દશમ આભરણપૂજા પ્રારંભઃ ॥

### દોહા.

॥ દશમી પૂજા દેવની, બહુ આભરણની હોય ॥ અલંકાર પહેરાવીયેં, ભાવન્ ભાવો સોય ॥ ૧ ॥ અનલંકારેં સુભગ એ, આત્મભાવ અલંકાર ॥ તો પણ ભક્તિઉલ્લાસને, કારણેં એહ વિચાર ॥ ૨ ॥ ભૂષણેં ભૂષિત સ્વામિને, દેખી હરખો ભવ્ય ॥ જિનમુદ્રા શુદ્ધ તત્ત્વમયી, વીતરાગ ગુણ સવ્ય ॥ ૩ ॥ વીતરાગના ગુણ વધે, દેખી શ્રી જિનબિંબ નિજસ્વરૂપ નિજ ભાવમાં, વલી હોયે પ્રતિબિંબ ॥ ૪ ॥ પુદગલનાં ભૂષણ તજે, તે પરિચિત બહુ કાલ ॥ જ્ઞાનાદિક ગુણરત્નના, પહેરે તે અલંકાર ઃ ૫ ॥

### ॥ આર્યા ગીતિ ॥

॥ ભૂદેવગ્રહઈંદ્રા, આભરણૈર્ભૂષિતાવિદશ્યંતે ॥ હે જિન પ્રભાતસમયે, ઉડુપતિબિંબં યથા ભવતિ ॥ ૧ ॥

### ॥ ગીત ॥ રાગ કેદારો ॥

॥ સબકુંસોહાયોહો, મસ્તકેં મુકુટ જરયો ॥ જાકી બીજ્યોતિ છિપ ગએ ગ્રહગણ, ઓર વિચેં હો રયણ ભરયો ॥ સબકું૦ ॥ ૧ ॥ તિલક લલાટ શ્રવણ દોય કુંડલ, સુઘરયો ઘાટ ઘરયો ॥ મોતિનકો હાર બાહેં દોય અંગદ, સબ ભૂષણ હો તાર કરયો ॥ સબકં૦ ॥ ૨ ॥ દશમી

પૂજા કરી કેદારે, તિનકો કાજ સરયો ॥ બહુ આભરણ કરી જિન દીપે, સેવકકો હો દુરિત હરયો ॥ સબકું૦ ॥૩॥

## ॥ કાવ્યં ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ મુક્તાવલી કુંડલબાહુરક્ષ, કોટીરમુખ્યાભરણાવલીનાં ॥ પ્રભોર્યથાસ્થાન નિવેશનેન, પૂજામકાર્ષીદ્દશમીં બિડૌજાઃ ॥ ૧ ॥ ઇતિ આભરણપૂજા દશમી ॥ ૧૦ ॥

## ॥ અથ એકાદશપુષ્પગૃહપૂજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

॥ ફૂલ ગેહની પૂજના, એકાદશમી હોય ॥ કુસુમ ઘરે પ્રભુ થાપિને, હર્ષે ભવિયણ લોય ॥ ૧ ॥ ફૂલહ કેરે ઘર બિચે, સોહે શ્રી જિનરાય ॥ જેમ તારામાં ચંદલો, જોતાં હર્ષ ન માય ॥ ૨ ॥

### ॥ ગીતં ॥

॥ ફૂલઘર બેઠે જગત દયાલ, જલ થલ કુસુમ તણીરી પરિમલ, ગુંજે મધુકર માલ ॥ ફૂલઘર બેઠે જગત દયાલ ॥ ૧ ॥ આછે કુસુમ બનાયે તોરણ, તામેં ભાંતિ ઘણી ॥ કિનહી સુજાણ નિપાયો મંડપ, જિનવર ભક્તિ ભણી ॥ ફૂલઘર૦ ॥ ૨ ॥ કાયકું જાતિ કેદારો ગોડી, સુર નર ભક્તિ ભરી ॥ અસંખ્યગણું ફલ અગ્યારમી પૂજા, કરતાં એક ઘરી ॥ ફૂલઘર૦ ॥ ૩ ॥

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજાવૃત્તમ ॥

॥ પુષ્પાવલીભિઃ પનિતો વિતત્ય, પુરંદરઃ પુષ્પગૃહ મનોજ્ઞં ॥ પુષ્પાયુધાજેય જયેતિ જલ્પ, ન્નેકાદશી માતનુતે સ્મ પૂજાં ॥ ૨ ॥ ઇતિ પુષ્પગૃહ પૂજા એકાદશી ॥ ૧૧ ॥

## ॥ અથ દ્વાદશાપુષ્પપગરપજા મારંભઃ ॥

### । દોહા ॥

॥ બારમી પૂજા પ્રભુ તણી, ફૂલ પગરની જાણ ॥ ફૂલવૃષ્ટિ જિન આગલે, વિરચે ભવ્ય સુજાણ ॥ ૧ ॥

### શ્રી ॥

॥ અહો પંચરંગે ભવિ! કુસુમનો પગર ભરીયેં, રચિ દેવતા અવિરલ તેમ કરીયેં ॥ તિહાં અલિ તણી શ્રેણી ગુંજે રમંતી, મધુરધ્વનિ રણઝણે જેસી વેણુતંતી ॥ ઇણ વિધિ જિન તણી ભક્તિ કીજે, અચરિજ દેખિ પુષ્પપગર ભરિયેં ॥ ૧ ॥

### ॥ ગીત ॥ રાગ પૂર્વી ॥

॥ સખી તુમ દેખન આઓરી, મેરે પ્રભુકી સકલાઈ॥ સન્મુખ પતંતિ કુસુમ, મિલત નહિં કુમલાઈ ॥ સખી તુમ૦ ॥ નાહિં નાહિં એ અચરિજ, જે સન્મુખ થાઈ ॥ તબ તવ ગોચર ભક્તજનોકે, બંધન અધ જાઈ ॥ સખી૦ ॥ ૧ ॥ તવ મુખ શશી વિરહ નાવે, મિલે તન દિલસાઈ॥

દૂરથી ચંદ કુમુદ વિકસિત, નેરેકી અધિકાઈ ॥ સખી૦ ॥ ॥ ૨ ॥ સરસવદન વારિ સીંચે, તે કયું ફુરમાઈ ॥ પૂજા દ્વાદશમી કહી એહી, કીજે ચિત્ત લાઈ ॥ સખી૦ ॥ ૩ ॥

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજાવૃત્તમ્ ॥

॥ કરાગ્રમુકતૈઃ કિલ પંચવર્ણૈ, રગ્રંથપુષ્પૈઃ પ્રકરં પુરોસ્ય ॥ પ્રપંચયન્ વંચિતકામવીરઃ, સદ્વાદશીમાતનુતેઽસ્મ પૂજાં ॥ ૧ ॥ ઇતિ પુષ્પપગરપૂંજા દ્વાદશી ॥ ૧૨ ॥

## ॥ અથ ત્રયોદશઅષ્ટમંગલપજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

॥ તેરમી પૂજા સ્વામિની, રચવા મંગલ આઠ ॥ અક્ષતના આલેખવા, જિન સન્મુખ શુભ ઠાઠ ॥ ૧ ॥ સ્વસ્તિક શ્રીવત્સ કુંભ વલિ, ભદ્રાસન શુભ જાણ ॥ નંદાવર્ત્ત ને મીનયુગ, દર્પણ ને વર્દ્ધમાન ॥ ૨ ॥ મંગલ વિરંચી ભાવિયેં, શુદ્ધાતમ મંગલિક ॥ અષ્ટસિદ્ધગુણને વરું, સાસયસુખ નિર્ભીક ॥ ૩ ॥ અક્ષય સુખને કારણે, અક્ષતના કરિ થાપ, અષ્ટ કર્મને ક્ષય કરે, ટાલે સકલ સંતાપ ॥ ૪ ॥

### ॥ ગાથા આર્યાછંદ ॥

॥ અટ્ઠય મંગલ પૂઆ, કિજ્જઈ ભાવેણુ જિણવરાણું ॥ નિય ગેહે હોઈ સોહં, જહ કાલે મેહવુઠ્ઠિય ॥ ૧ ॥

## ॥ ગીત ॥ રાગ ગુર્જરી ॥

બની પૂજા તેરસમી નીકી, મંગલ આઠ છબીલ સો-હાય, જ્યું નયનોમેં કીકી ॥ બની૦ ॥ ૧ ॥ સ્વસ્તિક શ્રીવત્સ કુંભ ભદ્રાસન, નંદાવર્ત્ત બનાય ॥ વર્દ્ધમાન મકર યુગ દર્પણ, કિનહીં ભક્તિ ભરાય ॥ બની૦ ॥ ૨ ॥ જે જિન આગલ મંગલ વિરચે, મંગલ તસ ઘર હોઈ ॥ પૂજત જિનવર આશા પૂરે, ભવિયણ જન રહે જોઈ ॥ બની૦ ॥ ૩ ॥

## ॥ કાવ્યં ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ આદર્શભદ્રાસનવર્દ્ધમાન, મુખ્યાષ્ટસન્માંગલિકૈર્જિ-નાગ્રે ॥ સ રાજતપ્રોજ્જવલતંદુલોચ્છૈસ્ત્રયોદશીમાતનુતેસ્મ પૂજાં ॥ ૧ ॥ ઇતિ અષ્ટ મંગલપૂજાત્રયોદશી ॥ ૧૩ ॥

## ॥ અથ ચતુર્દશધૂપપૂજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

॥ ચૌદમી પૂજા ધૂપની, કીજેં અધિકે ભાવ ॥ એ સેવા ભવિ જીવને, ભવ જલ તારણ નાવ ॥ ૧ ॥ કૃષ્ણાગરૂ ઊખેવતાં, ઊખેવો દુષ્કર્મ ॥ ભમતાં ભૂરિ. ભવાંતરે, લાધો હવે મેં મર્મ ॥ ૨ ॥

## ॥ ગીત ॥ રાગ કનડો ॥

॥ જિનકી પૂજા અમૃત વેલી, જિનવર ધર્મ બહુત

ભવિ પાચો ॥ રંગે ભવિજન ખેલી ॥ જિનકી૦ ॥ ૧ ॥ કૃષ્ણાગરૂ લેઈ મલય મનોહર, મૃગમદમાંહે ભેલી ॥ ધૂપ ઉખેવી માગ તું જિનપેં, નરક તણી ગતિ ઠેલી ॥ જિનકી૦ ॥ ૨ ॥ ભવિક નરેં જિનવર એમ પૂજ્યા, સવી સામગ્રી મેલી ॥ ચૌદમી પૂજા એણિ પરેં કરતાં. આપે શિવપદ કેલી ॥ જિનકી૦ ॥ ૩ ॥

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ કર્પૂરકાલાગરૂગંધધપ, મુત્ક્ષિપ્ય ધૂમચ્છલદ્રૂરિતૈનાઃ ઘંટાનિનાદેન સમં સુરેંદ્ર, શ્ચતુર્દશીમાતનુતેસ્મ પૂજાં ॥૧॥ ઇતિ ધૂપપૂજા ચતુર્દશી ॥ ૧૪ ॥

## ॥ અથ પંચદશગીતપૂજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

॥ પન્નરમિ પૂજા ગીતની. તાસ કથા પભણેસ ॥ ભાવ પૂજાનો ભાવ એ, ટાલે સકલ કલેશ ॥ ૧ ॥ તાન માન લય ધ્યાનથી, આલાપે સવિ રાગ ॥ અતિ અદ્ભુતગુણ કીર્તના, કરિયેં ધરિ બહુરાગ ॥ ૨ ॥

### ॥ રાગ દેશાખ ॥

॥ કમલદલલોચની, વિરહદુઃખમોચની, સુંદરી જિન તણાં ગીત ગાવે ॥ નિજ મુખે ગુણ ગહે, કોકિલાસ્વર કહે, શ્રવણ રસ ભણી તવ, ઇંદ્ર આવે ॥ રાગ સવિ આલવી,

જિનગુણ બહુ સ્તવી, પાલવી પ્રભુ તુમ્હેં, એક વાચા ॥ પરભવે દરિસણ, દેયવું જિન તુમેં, જિન અછો કલિયુગેં, દેવ સાચા ॥ ૧ ॥

## ॥ ગીતં ॥ શ્રીરાગેણ ગીયતે ॥

॥ જિનગુણ ગાવત સુરસુંદરી, ચંપકવર્ણ કમલદલ લોચન, શશીવદની શૃંગાર ભરી ॥ જિન૦ ॥ વેણુ ઉપાંગ વંશ સિરિમંડલ, તાલ મૃદંગ સુછંદ કરી ॥ સવિ શ્રીરાગ આલાપતિ રંગેં, સુરતિ ધરી સખિ અતિ મધુરી ॥ જિન૦ ॥ ૨ ॥ આગેં એણી પેરેં સુરનરેં કીધી, તે પહોતા સંસાર તરી ॥ પન્નરમી પૂજા એણી પરેં કરતાં, સુણિ રાવણ જિન પદવી વરી ॥ જિન૦ ॥ ૩ ॥

## ॥ કાવ્ય ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ અષ્ટોત્તરં સ્તોત્રશતં: પઠિત્વા, જાનુસ્થિતઃ પૃષ્ટધરઃ સુરેશઃ ॥ શક્રસ્તવં પ્રોચિ શિરઃસ્થપાણિ, ર્નત્વા જિનં સંસદમાલુલોક ॥ ૧ ॥ ઈતિ ગીત પૂજા પંચદશી ॥ ૧૫ ॥

## ॥ અથ ષોડશનૃત્યપૂજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

॥ શોલમી પૂજા નૃત્યની, નાટક બત્રીશ બદ્ધ ॥ સૂરિયાભસુરની પરેં, કરિયેં ભાવ સમૃદ્ધિ ॥ ૧ ॥ ભવ નાટક એહથી ટલે, ફલે મનોરથ સર્વ ॥ સમ્યગ્દર્શણ નાણ સુખ, પામે શમાવે ગર્વ ॥ ૨ ॥

## ॥ દોહરો ॥

દેવ કુમર કુમરી મલી, નાચે એકશત આઠ ॥
સંગતાદિક પરેં કરે, આલાપે શુદ્ધ નાટ ॥ ૧ ॥

## ॥ રાગ નટ્ટ ॥ ગીત ॥

॥ ઇંદ્રાદિક એમ કરે, પૂજા જિન તેરી ॥ ગિડિ ગિડિ ડુમકી મુરજ ઘૂમે, ભક્તિ કરે અધિકેરી ॥ ઇંદ્રાદિક૦ ॥ ૧ ॥ નખ શિખ લગેં વેષ સજી, બહુ હસ્ત કરી ॥ કુચઘન વચેં કરયુગ ધરી, શોભતી અતિ ફિરતિ ॥ ઇંદ્રા૦ ॥ ૨ ॥ વેણુવંશ ઉપાંગરવ, તાલ બાજતિ છંદેં ॥ કુમર કુમરી એકશત આઠ, નૃત્યતિ જિન વંદે ॥ ઇંદ્રા૦ ॥ ૩ ॥ ગગનેં જલદ નાદ સુણી, નાચત સુકલાપી ॥ કીજેં એમ શોલમી પૂજા, રાગ નટ્ટ આલાપી ॥ ઇંદ્રા૦ ॥ ૪ ॥

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ આલોકનાકૂતવિદસ્તતોઽસ્ય, ગંધર્વનાટ્યાધિપતી અમર્ત્યૌ ॥ તૂર્યત્રિકં સજ્જયતઃ સ્મ તત્ર, પ્રભોર્નિષણ્ણે પુરતઃ સુરેંદ્રે ॥ ૧ ॥ ઈતિ નૃત્યપૂજા ષોડશી ॥ ૧૬ ॥

## ॥ અથ ॥ સપ્તદશવાજિત્રપૂજા પ્રારંભઃ ॥

## ॥ દોહા ॥

॥ દુંદુહી વજ્જે મહુરસર, ત્રિજગ સુણાવે નાદ ॥
વીતરાગ પૂજા કરો, અંગ તજીને પ્રમાદ ॥ ૧ ॥

## ॥ ગીત રાગ નટ્ટ ॥

॥ સુર પંચશબ્દે કરી વિશ્વ જણાવતી, મુક્તિ તણાં સુખ આપતીયાં ॥ ભો ભવિકા! તુમેં જિનવર પૂજો, આલસ તજી ઉમ્છંગતીયાં ॥ સુર૦ ॥ ૧ ॥ અનંત લાભ જાણી વાજિત્ર બહુ આણી, મધુરધ્વનિ અરચે જિનુઆ ॥ મનવાંછિત ફલ તત્ક્ષણ આપે, સ્થિર રાખે જો એ મનુઆ ॥ સુર૦ ॥ ૨ ॥ મેઘરાજ મુનિ વંદિત રંગભર, સત્તરમી પૂજાયેં ચિત્ત ધરૂં આ ॥ નામ ઠામ દ્રવ્ય ભાવથી એ જિન, સકલ સંઘનેં સુખકરુ આ ॥ સુર૦ ॥ ૩ ॥

## ॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

॥ મૃદંગભેરીવરવેણુવીણા, ષડ્ભ્રામરીઝલ્લરિકિંકિણીનાં ॥ ભંભાદિકાનાં ચ તદા નિનાદૈઃ ॥ ક્ષણં જગન્નાદમયં બભૂવ ॥ ૧ ॥ મુદા તતસ્તુંબરૂનારદાદ્યાઃ, પ્રભોર્ગુણાલી રૂપવીણયંતઃ ॥ સુધાશનાદપ્યધિકં વિતેરુઃ, સુધાશનાનાં હૃદયે પ્રમોદં ॥ ૨ ॥ તતશ્ચલત્કુંડલતારહાર, શૃંગાર ભારસ્ફુરદંગયષ્ટિઃ ॥ રંભાચિરં ભાવયતિ સ્મ લાસ્ય, લીલાં વિતીલાંગજિનાક્ષવિદ્યુત્ ॥ ૩ ॥ સાચી કૃતાક્ષીવ તતોઘૃતાચી, તિલોત્તમા ચોત્તમનાટ્યશક્તિઃ ॥ મેને મનોજ્ઞા કિલ મેનકાપિ, કલાકલાપસ્ય ફલે ગૃહીત્વા ॥ ૪ ॥

## ॥ શાર્દૂલવિક્રીડિતં વૃત્તમ્ ॥

॥ ઈત્યેવં વિધગીતવાદ્યનટનૈઃ પૂજાં વિધાય ત્રિધા, તાં મૂલાદ્વિરચય્ય સપ્તદશધા પ્રીતિસ્તદાઽઽખંડલઃ ॥ અર્ચેયં ધનદત્તઉજ્જવલસરિન્નીરૈઃ પટીરૈઃ પટુઃ, કર્પૂરૈઃ સ ચ મેરુ-નંદનવનીકલ્પદ્રુપુષ્પૈશ્ચિરં ॥ ૫ ॥ ઈતિ વાજિત્રપૂજા સપ્તદશી ॥ ૧૭ ॥

## ॥ રાગ ધનાશ્રી ॥

॥ બોલી બોલી રે બોલી પૂજાની વિધિ નીકી, સત્તર ભેદ આગમ જિન ભાંખી ॥ શિવરમણી શિર ટીકી રે ॥ ॥ બોલી૦ ॥ ૧ ॥ જીવાભિગમેં જ્ઞાતાધર્મે, રાયપશ્રેણી ॥ પ્રસિદ્ધિ ॥ વિજયદેવ દ્રૌપદિયેં પૂજ્યા, સૂરિયાભેં પણ કીધી રે ॥ બોલી૦ ॥ ૨ ॥ અચલગચ્છેં દિન દિન દીપે, શ્રી ધર્મમૂર્ત્તિ સૂરિરાયા ॥ તાસ તણે પખ મહીયલ વિચરે, ભાનુલબ્ધિ ઉવઝાયા રે ॥ બોલી૦ ॥ ૩ ॥ તાસ શિષ્ય મેઘરાજ પયંપે, ચિરનંદોજા ચંદા ॥ એ પૂજા જે ભણશે ગણશે, તસ ઘર હોય આણંદા રે, બોલી૦ ॥ ૪ ॥ ૧૭ ॥

---

# મુનિમહારાજ શ્રીરવિચંદજી

## વિરચિત નવપદ પૂજા.

### શ્રી પ્રથમ અરિહંત પદ પૂજા.

દોહા.

જગનંદન ત્રિભુવન ધણી, દુઃખ ત્રિવિધ હરનાર ॥ રત્નત્રયીના ધારકા, ત્રિભુવન તારણહાર ॥ ૧ ॥ ત્રણેકાળના ભાવને, જ્ઞાતા જિન ચોવીશ; ધર્મ ચક્રી ધર્માતમા, પરમદેવ યોગીશ ॥ ૨ ॥ વર્તમાન શાસનપતિ, ત્રિશલાનંદ વિશેષ ॥ વંદું પદકજ તેહના, પૂજે સકલ સુરેશ ॥ ૩ ॥ ગૌતમ આદિ ગણધરા, નિત નમીયે પરભાત ॥ ભદ્રબાહુ સૂરિ નમું, સમરી સરસ્વતી માત ॥ ૪ ॥ સિદ્ધ ચક્ર ગાવા ભણી, આજ થયો ઉજમાલ ॥ સદ્ગુરૂ ગુણનિધિ સહાયથી, મન વાંછિત તત્કાલ ॥ ૫ ॥ નવપદ મહિમા બહુ સુણ્યો, વસુ ધાતલ વિખ્યાત ॥ સુરનર મુનિજન જેહનું, ધ્યાન કરે દિનરાત ॥ ૬ ॥ એહના સેવનથી હુવે, રોગ સયલ અસરાલ ભાવ રોગ મિથ્યા ટલે, જપતાં તસગુણ માલ ॥ ૭ ॥ અરિહંતપદ આદિ નમું, ઘાતી કરમ ક્ષયકાર ॥ ભાવદેવ ભવસિંધુથી, સહુને તારણહાર ॥ ૮ ॥ ચઉ નિક્ષેપે ભાવતાં,

પૂજો દીન દયાલ ॥ જિમ ચઉગતિ ફેરા ટલે, લહીયે શિવ વરમાલ ॥ ૯ ॥

## ઢાલ પહેલી.

( એ વ્રત જગમાં દીવો—એ દેશી. )

અરિહંત પદ ધુરિ પૂજો, મેરે પ્યારે ॥ અરિહંત૦ બાર ગુણે ગુણવંત દયાલુ, સમવસરણમાં સોહે ॥ કનક સિંહાસન સ્વામી બિરાજે, દેખી ભવિજન મોહે ॥ મેરે પ્યારે ॥ ૧ ॥ પ્રાતિહારજ આઠ અનૂપમ, કરતા સુર સુખદાઈ ॥ ચોત્રીશ અતિશય અધિકા નાણી, બહુ પ્રભુતા ઠકુરાઈ ॥ મેરે ॥ ૨ અડહિય સહસ સુલક્ષણ ધારી, ભાવ નિર્યામિક કહીયે ॥ સાર્થવાહ ભવરાન ઉતરવા, પરમાતમ પદ લહિયે ॥ મેરે ॥ ૩ ॥ ભવિ મનક્ષેત્રે સમકિત રોપે, નિર્વૃતિ પંથ બતાવે ॥ ધર્મચક્ર ચાલે જસ આગલ, દેવાધિદેવ કહાવે ॥ મેરે ॥ ૪ ॥ વાણી ગુણ પાંત્રીશ ગુણાકર, બાર પરખદા માંહે ॥ દયામય જિનધર્મ સુણાવે, સાંભળે સર્વ ઉછાંહે ॥ મેરે ॥ ૫ ॥ કલ્યાણક દિવસે અજવાળુ, સાતે નરકે થાવે ॥ વેદના વિણ સવિ પ્રાણી સુખીયા, સમ્યકત્વી સમભાવે ॥ મેરે ॥ ૬ ॥ માત ઉરે ત્રિકનાણે ઉપજે, ભોગકર્મ ક્ષય જાણી ॥ ચરણ લહી જગને પડિબોહે, તે નમિયે ભવિપ્રાણી ॥ મેરે ॥ ૭ ॥ તીન લોક ત્રિહું કાલ સંઘાતે, વર્તના ત્રિવિધ કહી જે ॥ નાણ અનંતુ એક સમયમાં, સરવે ભાવ

લહીજે મેરે. ॥ ૮ ॥ એ પદ મહિમા ત્રિભુવન દીપે, સેવો વિજય મહંતા; શ્રેણિક આદિ બહુ આરાધક, રવિ નમે શિવકંતા મેરે. ॥ ૯ ॥

## काव्यं

सकलसद्गुणपादपसेचनं निखिलमोहमलिमषक्षालनं
नवपदात्मकचक्रसमर्चनं भवतुभव्यजनेशिवकारणं ॥१॥

ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહેસ્વાહા

॥ इति प्रथम श्री अरिहंत पदपूजा ॥



# શ્રી દ્વિતીય સિદ્ધપદ પૂજા.

## ॥ દોહા ॥

અષ્ટ કરમ મલ ક્ષય કરી, જન્મ જરા મરણાંત ॥ શિવ સુંદરી સહજે વર્યા, પામી આપદ અંત. ॥ ૧ ॥ સર્વ સંગ અલગા કર્યા, અકલ રૂપ આનંદ ॥ પરમ જ્યોતિ પરમાતમા, પ્રણમે સરવ મુણિંદ. ॥ ૨ ॥

## ઢાલ બીજી.

## ( સલુણાની દેશી. )

સિદ્ધ સદા મન ધ્યાઇએરે, અવિકારી ભગવંત સલુણા ॥ અવ્યાબાધ અનંતતારે, પરમ પ્રભુતાવંત સલુણા. ॥ ૧ ॥ શ્રી સિદ્ધચક્ર આરાધીયેરે, લહી માનવ અવતાર સલુણા ॥ એહથી અધિક ન જાણીયેરે, આ સંસારે સાર સલુણા શ્રી સિદ્ધ ॥ ૨ ॥ રૂપાતીત સ્વરૂપતારે, અવિનાશી પરમેશ સલુણા ॥ નિરૂપાધિક નિરંજનારે, રમતા નિજગુણ દેશ સલુણા શ્રી સિદ્ધ ॥ ૩ ॥ ઉર્ધ્વગતિ સમશ્રેણીયેરે, એક સમય સિદ્ધરાજ સલુણા ॥ અન્ય પ્રદેશ ન ફરસતારે, લોકાંતે મહારાજ. સલુણા. ૪ શ્રી સિદ્ધ. ॥ એક સમય ત્રિપદી હુવેરે, ઉત્પાદ ધ્રુવ ને નાશ; સલુણા. લોકાલોક પ્રકાશતારે, બેઠા નિજ આવાસ. સલુણા. શ્રીસિદ્ધ. ॥૫॥ ત્રિતય ભાગ વિણુ આતમારે, નિરાકાર ઘનરૂપ; સલુણા. નાણુ ચરણુમય આત-

મારે, કેવલ દર્શ અનૂપ. સલુણા. શ્રી સિદ્ધ. ॥૬॥ શાશ્વત સંપદ સાહિબારે, અલખ અરૂપી દેવ; સલુણા. ક્ષાયિક ભાવે ગુણ સેવેરે, કરતાં અવિચલ સેવ. સલુણા. શ્રીસિદ્ધ. ॥૭॥ ભાંગે સાદિ અનંતમેરે, શિવ રમણી ભરતાર, સલુણા. જ્યોતમાં જ્યોત મલી રહીરે, અજરામર અવતાર. સલુણા. શ્રીસિદ્ધ. ॥૮॥ એક અનેક સ્વરૂપતારે, નિત્ય અનિત્ય અનાદ; સલુણા. ચરણ રમણ સુખ મોજમાંરે, રહિત સદા ઉન્માદ. સલુણા. શ્રી સિદ્ધ. ॥૯॥ સિદ્ધ શિલાની ઉપરેરે, જોયણ છઠે ભાગ; સલુણા. લોક શિરે સ્થિરતા વરીરે, રોષ તોષનો ત્યાગ. સલુણા. શ્રીસિદ્ધ. ॥૧૦॥ અષ્ટ અને એકત્રીશથીરે, ગુણવંત નાથ દયાલ, સલુણા. અક્ષય પદવીને વર્યારે, પૂજો ભવિ ત્રણ કાલ. સલુણા. શ્રી સિદ્ધ. ॥૧૧॥ એ પદથી પરમાતમારે, પુંડરિક પાંડવરાય; સલુણા. વિજયવંત પ્રણમે રવિરે, સદ્‌ગુરૂ ગુણનિધિ પાય. સલુણા. શ્રી સિદ્ધ. ॥૧૨॥

## काव्यं.

सकलसद्‌गुणपादपसेचनं निखिलमोहमलिमषक्षालनं
नवपदात्मकचक्रसमर्चनं भवतुभव्यजनेशिवकारणं ॥२॥

ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહેસ્વાહા

॥ इति द्वितीय श्री सिद्धपद पूजा ॥

# શ્રી તૃતીય આચાર્ય પદ પૂજા.

## ॥ દોહા ॥

પ્રણમો ગુણવંત પ્રાણીયા, ચરણ કરણ ગુણગેહ; આચારજ આચારના, દાયક નાયક જેહ. ૧ કલહ કદાગ્રહ ત્યાગમાં, વરતે ભાવ અદીન; મારગ દાખે મોક્ષનો, પર ઉપકારે લીન. ૨ સારણ વારણ સંઘની, કરતા કુમત નિવાર; જશ સેવાથી પામીયેં, શિવ સુખ ચઉગતિ પાર. ૩

## ઢાલ–ત્રીજી.

## ( આજ અનોપમ દીવાલી—એ દેશી. )

છત્રીશ ગુણ મહારાજ બિરાજે, અકષાય આતમગુણ ધરીયેરે; નિત્ય ધર્મ અહિંસા ઉચ્ચરીયે. પંચાચારને પાલે પલાવે, શ્રી જિન વયણે અનુસરીયેરે. નિત્ય. ॥૧॥ સંપદ ષટ પંચાશત સોહે, મુદ્રા શીતલ મન હરીયેરે; નિત્ય. ॥ જિન સિદ્ધાંતે ધર્મ સુણાવે, અરિહંત ધ્યાન સદા ધરીયેરે. નિત્ય. ॥૨॥ રાગ દ્વેષનો રંગન લાગે, અનર્થ દંડે નિત્ય ડરીયેરે; નિત્ય.॥ પટધારી મુનિરાજ કહાવે, મોહ મિથ્યાત ન મન ધરીયેરે. નિત્ય. ॥૩॥ બિહું ભેદે જિન આણ પ્રકાશે, વ્રતધર શ્રોતા ચિત્ત હરીયેં રે; નિત્ય.॥ સંઘપ્રાસાદે થંભ સોહાવે, હિત ચિંતક હરખેં વરીયેંરે. નિત્ય. ॥૪॥ આરંભ વિણ વિધિથી ઉપદેશે, સાવદ્ય કરણી પરિહરીયેરે, નિત્ય. ॥ યુગ પ્રધાન સૂ-

રીશ્વર રાજા, હોય સહસ ચઉ ચિત ધરીયેરે. નિત્ય. ાાપાા ત્રેવીશ ઉદયે એ સવિ હોશે, શ્રી જિનવાણી શિર ધરીયેરે. નિત્ય. દ્વાદશ શત છન્નુ ગુણધારી; પ્રણમંતાં પાતક હરીયેરે. નિત્ય. ાા૬ાા સમયાગમ ભાખે મનોહારી, સંયમ યોગે સ્થિર કરીયેરે, નિત્ય. ચઉ શિક્ષાએ જન પડિ બોહે, દુર્ગતિ પડતાં ઉદ્ધરીયેરે. નિત્ય. ાા૭ાા આઠ પ્રમાદ રહિત અનુસરતાં, વિકથા સાત ન ઉચ્ચરીયેરે, નિત્ય. સોહમ જંબુ આદિ નમતાં, સાસય આતમ સુખ વરીયેરે. નિત્ય. ૮ રાય પ્રદેશી એ પદ મહિમા, સ્વર્ગે જઇ શિવપુર વસીયેરે. નિત્ય. રવિચંદ્ર સદગુરૂ પ્રસાદે, વિજય વાવટો શિર ધરીયેરે. નિત્ય. ૯

## काव्यं.

सकलसद्गुणपादपसेचनं निखिलमोहमलिमषक्षालनं
नवपदात्मकचक्रसमर्चनं भवतुभव्यजनेशिवकारणं ॥३॥

ઑ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહેસ્વાહા

॥ इति तृतीय आचार्यपद पूजा ॥

---o---

## શ્રી ચતુર્થ ઉપાધ્યાય પદ પૂજા.

### દોહા.

સૂત્ર અરથ બિહું શીખવે, વિસ્તારે ઉવજ્ઝાય; શ્રીજિન વાણીને કહે, ચરણ કરણ સુખદાય. ॥ ૧ ॥ દુર્નયવાદી જીતીને, આપે સન્મતિ બોધ; સ્યાદ્વાદ સિદ્ધાંતમાં, કરત કુપંથ નિરોધ. ॥ ૨ ॥ મમત્વ-પિંજરમાં નહિ, વાસ કરે નિરધાર: વિરતિધર્મ કહે સદા, તારણ તરણ સંસાર. ॥૩॥

### ઢાલ-ચોથી રાગ-ભેરવી.

( મુક્તિસેં જાઇ મળ્યો—એ દેશી. )

સુમતિસેં સંગ કર્યો રે, પાઠકગુરૂ, સુમતિસેં સંગ કર્યો: કુમતિકો દાવ હર્યો રે; ॥ પાઠક ॥ પણવીશેં ગુણ-ધારી ઉપગારી, બહુશ્રુત નામ ધર્યો રે, ॥ પાઠક ॥ મૂરખમાં પંડિત પદ થાપે, અજ્ઞાન-રોગ હર્યો રે. ॥ પાઠક ॥ ॥ ૧ ॥ અનાચારે પડતા વારે, મન્મથ માન હર્યો રે; ॥ પાઠક ॥ નય નિક્ષેપે ભેદ કરીને, ધર્મોપદેશ કર્યો રે. ॥ પાઠક ॥ ૨ ॥ બિહું ભેદે જિનધર્મ વખાણ્યું, કિરિયા નાણ વર્યો રે: ॥ પાઠક ॥ મિથ્યાકરણી ત્યાગ કરાવે, શ્રીજિન આણ ધર્યો રે. ॥ પાઠક ॥ ૩ ॥ પણવીશ ભાવના અંતર ભાવે, સમતા નીર ભર્યો રે; ॥ પાઠક ॥ પંચ પ્રમાદ તજી નિત્ય વરતે, પાતકપૂર હર્યો રે. ॥ પાઠક ॥ ૪ ॥ અવિધિ પંથ અનાદર કરતાં, જડતા ભર્મ હર્યો રે; ॥ પાઠક ॥

દ્વાદશ અંગ સજ્ઝાય કરે નિત, આલસ દૂર કર્યો રે. ॥ પાઠક ॥ ૫ ॥ જ્ઞાની ઉપમા ષોડશ ધારે, સુરતરૂ શોભ વર્યો રે; ॥ પાઠક ॥ યુવરાજ આચારજ રાજે, દેખત દુરિત હર્યો રે. ॥ પાઠક ॥ ૬ ॥ ચઢતે ગુણઠાણે નિત ધ્યાવો, દુર્ગતિ બંધ ટર્યો રે; ॥ પાઠક ॥ ભવ ત્રીજે ભવભીડ મિટાવે, નિવૃતિપંથ વર્યો રે. ॥ પાઠક ॥ ૭ ॥ જ્ઞાનદાન દાતા ભય ત્રાતા, ઉત્તમ ભાવ ભર્યો રે; ॥ પાઠક ॥ વજ્રમુનિ એ પદ મન ધારી, આતમ દોષ હર્યો રે. ॥ પાઠક ॥ ૮ ॥ વિજય કરણ પરમાતમ પદમાં, રવિમન ભાવ ભર્યો રે; ॥ પાઠક ॥ વર્જિત ઈર્ષ્યા ગુરૂ ગીતારથ, ચરણે શીશ ધર્યો રે. ॥ પાઠક ॥ ૯ ॥

## काव्यं.

सकलसदगुणपादपसेचनं निखिलमोहमलिमपक्षालनं
नवपदात्मकचक्रसमर्चनं भवतुभव्यजनेशिवकारणं ॥४॥

ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહેસ્વાહા

॥ इति चतुर्थ उपाध्याय पदपूजा ॥

# શ્રી પંચમ શ્રમણપદ પૂજા.

## દોહા.

પંચમ પદ સેવા સદા, અઢી દ્વીપ અણગાર; બિહું સહસકોડી ભલા, જઘન્ય તે સુખકાર. ॥ ૧ ॥ નવ સહસ કોડી નમો, ઉત્કૃષ્ટા જગસાર; પર ઉપકારી ભાવથી, ભૂમિ કરત વિહાર. ॥ ૨ ॥ અપ્રમત્ત સંયમ વિશે, સારે આતમકાજ; સેવી પ્રીતે પ્રાણીયા, પામે સદ્ગતિરાજ. ॥ ૩ ॥

## ઢાલ-પાંચમી.

( ગિરૂઆરે ગુણ તુમતણા—એ દેશી. )

મુનિવર પ્રણમો શુભ મને, સત્યાવીશ ગુણવંતારે; સમિતિ ગુપ્તિ ગુણ ધારકા, સમતા રમણી કંતારે. ॥ મુનિ ॥ ॥ ૧ ॥ પંચમહાવ્રત પાલતા, મિથ્યા દૂષણ ટાલે રે; ચાર કષાયને ચૂરતા, શ્રીજિનઆણા પાલે રે. ॥ મુનિ ॥ ૨ ॥ ગોચરી દોષ તજે સદા, સડતાલીશ ગુરૂ વયણેરે; સત્તરવિધ સંયમધરા, યતન કરે ત્રણ રયણેરે. ॥ મુનિ ॥ ૩ ॥ ભોગ પંક વાંછા તજી, પંકજ સમ જે ન્યારારે; બાહ્યાભ્યંતર તપ તપે, તસ દર્શન જગ પ્યારારે. ॥ મુનિ ॥ ૪ ॥ નિર્ગ્રંથી દ્રવ્ય ભાવથી, નિર્મલ નિર્મદ વાચારે; ઇંદ્રિય સુખ ઇચ્છે નહિ, અનિશિપદે જે સાચારે. ॥ મુનિ ॥ ૫ ॥ શીતાદિક પરીસહ સહે, બાવીશ શુભ પરિણામોરે; ચિત્ત સમાધિ શમ

પણે, આરાધો ગુણ ધામોરે. ॥ મુનિ ॥ ૬ ॥ પરિગ્રહારંભ કરે નહિ, જ્ઞાન ક્રિયા ગુણ સાધેરે; કરણીસૂત્ર સિદ્ધાંતમાં, સદ્‌ગુરૂ આણ આરાધેરે. ॥ મુનિ ॥ ૭ ॥ વસ્તીથી ચઉ કારણે, વિચરે શ્રીઅણગારારે; ગ્રામાંતર જિનવંદને કરવા આહાર નિહારારે. ॥ મુનિ ॥ ૮ ॥ બ્રહ્મતણી નવ વાડને, આરાધે સ્થિર ચિત્તારે; માનામાને સમપણું, વંદક નિંદક મિત્તારે. ॥ મુનિ ॥ ૯ ॥ મૂલોત્તર ગુણગણધરા, ઉપશમ રસથી ભરીયારે; પરદુઃખ ભંજન તત્પરા, નમતાં કારજ સરીયારે. ॥ મુનિ ॥ ૧૦ ॥ રૂપી રોહિણી સુખ વર્યાં, એ પદ સુરતરૂ ફલીયોરે; વર્ધમાન જિનશાસને, રવિચંદ્ર મન મળીયોરે. ॥ મુનિ ॥ ૧૧ ॥

## काव्यं

सकलमदगुणपादपसेचनं निखिलमोहमलिमषक्षालनं
नवपदात्मकचक्रसमर्चनं भवतुभव्यजनेशिवकारणं ॥५॥

ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહેસ્વાહા

॥ इति पंचम श्रमणपद पूजा ॥

## શ્રી ષષ્ઠ જ્ઞાનપદ પૂજા.

### દોહા.

નાણુ નમો નિત નેહથી, છઠું પદ સુખકાર; નાણા વરણી કર્મનું, છેદન થઈ જનાર. ॥ ૧ ॥ મૂર્ખપણું મનથી મિટે આતમ ઉજ્વલ ભાવ; પામે પરમ ઉદારતા, ભવ દરિયે શુભ નાવ. ॥ ૨ ॥ જડતા ભાવ અનાદિના, ટાલકને સુખધામ, જ્ઞાનતણી પૂજા કરી, લહીયે નિજગુણ ગ્રામ. ॥૩॥

### ઢાલ છઠ્ઠી.

( ચતુર ચોમાસું પડિકમી—એ દેશી. )

'જ્ઞાન સમું જગ કો નહિ, જ્ઞાને સવિ સુખ હોય રે, જ્ઞાને પૂજ્યપણું લહે, પરમાતમ પદ જોય રે. ॥ જ્ઞાન. ૧ ॥ પ્રથમ નાણ પછી દયા, દશવૈકાલિક સાખીરે: શુદ્ધ ન કિરિયા તે વિના, સકલ સિદ્ધાંતે ભાખીરે. ॥ જ્ઞાન ૨ ॥ દેવાદિક ત્રણ તત્ત્વને, જાણે જ્ઞાની રાજા રે: હિતાહિતને ઓલખે, જ્ઞાની ગુણથી તાજારે. ॥ જ્ઞાન ૩ ॥ શુદ્ધાશુદ્ધ જડ આતમા, ધર્માધર્મ વિચારો રે; જ્ઞાન વિના જાણે નહિ, લહે ન ભવનો પારો રે. ॥ જ્ઞાન ૪ ॥ પથ્યાપથ્ય વિભાગનો, નવિ જાણે પરમત્થો રે; સુગતિ કુગતિના ભેદનો, નાણે પામે સુઅત્થો રે. ॥ જ્ઞાન ૫ ॥ નાણુ વિના સુમતિ નહિ, જે સદ્ગુણ સમ દાતા રે; પુણ્ય પાપ ગુણ દોષને, જાણે જ્ઞાની ગ્રાતા રે. ॥ જ્ઞાન ૬ ॥ કષ્ટ સહે બહુ ભેદથી, જ્ઞાન વિના

નહિ લેખે રે; કાર્યાકાર્ય સ્વરૂપને, અજ્ઞાની નવિ દેખે રે. ॥ જ્ઞાન ૭ ॥ આરાધક પદ નાણુથી, સાથે શ્રી જિન આણુારે; તે વિણુ વિરાધકપણું, સુણુતાં આગમ વયણુા રે. ॥ જ્ઞાન ૮ ॥ નાણુ થકી મુનિવર હુવે, ઉતરાધ્યયન પ્રકાશે રે; નવ પદારથ નાણુમાં, દેશવિરતિ જિન ભાષે રે. ॥ જ્ઞાન ૯ ॥ સમતાદિક ગુણુ નાણુથી, વાધે વિનય વિવેકો રે; સદાચાર સુખ ઉપજે, નાશે વિઘ્ન અનેકો રે. ॥ જ્ઞાન ૧૦ ॥ એક શ્લોકના જ્ઞાનથી, મલયા બહુ સુખ પામીરે; માસ તુષ સાધુ વલી, જ્ઞાને અંતર જામી રે. ॥ જ્ઞાન ૧૧ ॥ અધ્યાતમ જ્ઞાને કરી, આપ સ્વરૂપ લખીજે રે; કરતાં જ્ઞાનીની પૂજના, જ્ઞાન રવિ ગુણુ લીજે રે. ॥ જ્ઞાન ૧૨ ॥

## काव्य.

सकलसद्गुणपादपसेचनं निखिलमोहमलिमपक्षालनं
नवपदात्मकचक्रसमर्चनं भवतुभव्यजनेशिवकारणं ॥ ६॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહે સ્વાહા.

॥ इति षष्ठ ज्ञानपद पूजा ॥

# શ્રી સપ્તમ દર્શનપદ પૂજા.

## દોહા.

સપ્તમ પદ પ્રણમો મુદા સમ્યક્ દર્શન સાર; કાલ અનાદિ દુઃખ સહ્યાં, તે મિથ્યા પરિહાર. ॥ ૧ ॥ દેશ સર્વ વિરતિપણું, દાનાદિક શુભ કાજ; શ્રદ્ધા વિણુ લેખે નહિ, ઈમ ભાખે જિનરાજ. ॥ ૨ ॥

## ઢાલ સાતમી.

( મંગલિક માલા ગુણહ વિશાલા—એ દેશી. )

દેવ ગુરૂ ધર્મ એ ત્રણ સાચા, તત્ત્વ સદા સુખદાઈ રે: તે વિણુ જગ સવિ જૂઠું જાણે, સમક્તિવંત સદાઈરે. દેવ૦ ॥ ધર્મ ૧ ॥ તિમ નવ તત્ત્વ જ્ઞાનથી હોવે, દર્શન ધારી સંતરે; મોટો મહિમા એહનો જાણો, એ વિણુ નહિ ભવ અંતરે. ॥ ધર્મ ૨ ॥ કલહ કદાગ્રહ ચિત્ત ન ધારે, સમદર્શી ગુણ ગ્રાહીરે; અપરાધીં પર રોષ ન રાખે, આતમ ભાવ ઉમાહીરે. ॥ ધર્મ ૩ ॥ શ્રી જિન ભાષિત તત્ત્વ રૂચે ઘટ. છાંડત અવર ઉપાધિ રે; આપદ સંપદ સમ પરિણામી, મનમાં સહજ સમાધિ રે. ॥ દેવ ૪ ॥ તપસ્યા ધારી ઉગ્ર વિહારી, કષ્ટ સહે બહુ રીતે રે; સમક્તિ વિણુ ભવ ફેરા ન ટલે, વીર વચન શુભ નીતે રે. ॥ દેવ. ૫ ॥ શ્રદ્ધા વિણ શુભ જ્ઞાન ન હોવે, જ્ઞાન વિના ન ચારિત્ર રે; ચરણુ રહિત શિવ સુખ નવ પામે, કહે ઉત્તરાધ્યયન સૂત્ર રે. ॥ દેવ. ૬ ॥

દર્શન વિણુ નહિ કરણી લેખે અંક વિના જેમ બિંદુ રે;
સમકિત ધારીને પ્રભુ ભાખે, અલ્પ ક્રિયા ફલે સિંધુ રે.
॥ દેવ. ૭ ॥ ઋષભાદિક જિન ભવની સંખ્યા સમકિત આદિ
ગણાયો રે; શ્રદ્ધાએ હરિ જિન મુનિ વાંધા, તીર્થપતિપદ
પાયો રે. ॥ દેવ. ૮ ॥ દર્શન મોહ કર્મ ક્ષય હોવે નિશ્ચય
સમકિત ધારી રે; શ્રી જિન દર્શન પૂજન ભાવત, અનુભવ
અર્થ વિચારી રે. ॥ દેવ. ૯ ॥ શમ સંવેગ ને નિર્વેદ
કરૂણા, આસ્તિકતાઃ મનોહારી રે; પંચ લક્ષણે સમકિત શોભે,
કોમળ પરિણુતિ પ્યારી રે. ॥ દેવ. ૧૦ ॥ એ પદથી સુ-
લસા શિવગામી, તીર્થંકર પદ લીધું રે; અંબડનું મિથ્યાત્વ
ટળ્યું દર્શને કારજ સીધું રે. ॥ દેવ૦ ૧૧ ॥ દર્શન
બાધક વર્તન ત્યાગો, જિનવર ભાષિત પાલો રે; આતમ
જ્ઞાન રવિ સુપસાયે, નિજ ગુણરૂપ નિહાલો રે. ॥ દેવ. ૧૨ ॥

## काव्यं.

सकलसद्गुणपादपसेचनं निखिलमोहमलिमषक्षालनं
नवपदात्मकचक्रसमर्चनं भवतुभव्यजनेशिवकारणं ॥७॥

ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃ-
ત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહેસ્વાહા

॥ इति सप्तम दर्शनपद पूजा ॥

# શ્રી અષ્ટમ ચરિત્ર પદ પૂજા.

## દોહા.

અશરણ શરણ ચરણ સદા, ભવસાગરમાં જહાજ ॥ પૂજ્યપણું એહથી વધે, આપે અવિચલ રાજ ॥ ૧ ॥ નવિન અઘ દૂરે કરે, ચૂરે પૂરવ કર્મ ॥ ચડતી કળા નિત જેહની, શ્રીજિન આણા મર્મ ॥ ૨ ॥ સામાયિક આદિ ગણો, એના પંચ પ્રકાર; આતમ નિર્મલ કારણે, આરાધો સુખકાર ॥૩॥

## ઢાલ—આઠમી.

( મન મોહનની દેશી. )

બાર કષાયના ક્ષય થકી, મન મોહનમેરે; સર્વ વ્રતી સુખદાય, મન મોહન મેરે. દેશ ચરણ તવ દાખીયું, મન. નાશત આઠે કષાય ॥ મન. ॥ ૧ ॥ દોય ભેદ એ ચરણના, મન. શ્રીજિન ભાષિત સાર; મન. જન્મ જરા દુઃખ મરણના, મન. ટાલે રોગ વિકાર ॥ મન. ॥ ૨ ॥ ચક્રી સંયમ આદરે, મન. ષટ ખંડ રાજ્ય નિવાર; મન. તીર્થંકર એહને ગ્રહી, મન. કરતા જગ ઉપકાર ॥ મન. ॥૩॥ કર્મ અનાદિ કાલના, મન. દૂર કરે ગતિ ચાર; મન. સંવર કારણ દાખીયું, મન. પાતકપૂર નિવાર ॥ મન. ॥ ૪ ॥ દુઃખીયા જન સુખીયા કરે, મન. રંકપણાથી રાય; મન. પૂજ્ય કહાવે જગતમાં, મન. વંદે સુર નરરાય ॥ ૫ ॥

અંત્યાદિક દશ ભેદથી, મન. ફલથી જિમ સહકાર; મન. શોભા અધિકી દિન પ્રતે, મન. શુભ પરિણામ ઉદાર ॥ મન ॥ ૬ ॥ અનુત્તર સુરસુખ અતિક્રમે, મન. એક વરસ પર્યાય; ચઢતી કળા મુનિ સંયમી, મન. ત્રિભુવન સુયશ ગવાય ॥ મન. ॥ ૭ ॥ પ્રવચન માતા પાલતા, મન. મૂલોત્તર ગુણ-રાય; મન. રમણ કરે નિજ ગુણવને, મન. સુમતિ વધૂ મન ધ્યાય ॥ મન. ॥ ૮ ॥ ઉત્તમ પદવી ચરણમાં, મન. અરિ-હંતાદિક દેવ; મન. શિવ સુંદરી તેહને વરે, મન. કરે જે સંયમ સેવ ॥ મન. ॥ ૯ ॥ વરૂણદેવ સ્વામી જંબૂ. મન. આરાધક પદ લીધ; મન. ચરણ રવિ નિજ આતમા, મન. સ્વરૂપ રમણથી સિદ્ધ ॥ મન. ॥ ૧૦ ॥

## काव्यं.

सकलसद्गुणपादपसेंचनं निखिलमोहमलिमषक्षालनं
नवपदात्मकचक्रसमर्चनं भवतुभव्यजनेशिवकारणं ॥८॥

ૐ. હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃ-ત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહેસ્વાહા

॥ इति अष्टम चारित्र पद पूजा ॥

## શ્રી નવમ તપ પદ પૂજા.

### દોહા.

તપ પદ વર્ણન સાંભલો, જસ ગુણ જગ વિખ્યાત; કર્મેંધન ભર બાળવા, વૈશ્વાનર પ્રખ્યાત ॥ ૧ ॥ મદનતણા મદને હણું, ગજવરને હરિ જેમ; ઉપશમથી શોભે સદા, દિન સૂરજથી તેમ. ॥ ૨ ॥ નિર્મળ બાહ્યાંતર થકી વિસ્તારે બહુ ભેદ; પૂજો પ્રણમો ભવિજના, જેમ જાય ભવ ખેદ. ॥૩॥

### ઢાલ નવમી,

( શ્રી અરિહંત પદ ધ્યાઇએ—એ દેશી. )

તપ પદ ધ્યાવો ભવિ તુમે, સમતાને દિલ લાવી રે; રોગ અનાદિ ભવતણા, દૂર કરે મન ભાવી રે. ॥તપ૦ ૧॥ ક્રોધાદિક કષાયને, દુર્ધ્યાન દોય નિવારી રે; ઇચ્છારોધ વિકથા તજી, લીજે પદ અણાહારી રે. ॥ તપ ૨ ॥ અલગ કરી અહંકારને અશુદ્ધ યોગત્રય વારો રે, મલ્લિ જિન નિજ કપટથી વનિતા વેદ વિચારો રે. ॥ તપ ૩ ॥ શલ્ય સહિત રૂપી લક્ષમણા, તે તપ ફલને હારી રે; વૈર વિરોધ તજી સદા, અંતર સમતા ધારી રે. ॥ તપ ૪ ॥ ઇંદ્રિય સુખ આશા અને, વર્જિત મન્મથ ભ્રાંતિ રે; શિર આણા ગુરૂ દેવની, તપથી આતમ શાંતિ રે. ॥ તપ ૫ ॥ પૂર્વ દુઃકૃત વનસવિ, ભસ્મ કરે ક્ષય બાલી રે; તપથી પામે જિનેશ્વરો, કેવલ શ્રી રૂપાલી રે. ॥ તપ ૬ ॥ લબ્ધિ આમોસહી

આદિ, તપસી બહુ મુનિ પાવે રે, અષ્ટ મહા સિદ્ધિ નવ નિધિ, એ સહુ તપથી આવે રે. ॥ તપ ૭ ॥ તપ સુરતરૂ ફલ શિવ કહ્યું, સુર નર શંપદ સારી રે; પુષ્પ કહ્યા પરમાતમા, ભવ દુઃખ ભાર વિસારી રે. ॥ તપ ૮ ॥ મંગલ સર્વ શિરોમણિ, સંકટ ફોજ હઠાવે રે; આરાધો નિત એહને વંછિત યોગ મિલાવે રે. ॥ તપ ૯ ॥ કનક કેતુ દઢ પ્રહારીયો. અર્જુનમાલી સુસાધુરે; એ પદ શુભ વિધી સેવતાં. આરાધક પદ લાધુરે. ॥ તપ. ૧૦ ॥ વિજય હોય રિપુ સૈન્યમાં, પરમ કીર્તિ જગ દીપેરે; સદ્ગુરૂ ગુણ હૃદિ ભાવતાં. રવિ અંતર અરિજીપેરે. ॥ તપ. ૧૧ ॥

## काव्यं.

मकलसद्‌गुणपादपसेचनं निखिलमोहमलिमपक्षालनं
नवपदात्मकचक्रसमर्चनं भवतुभव्यजनेशिवकारणं ॥ ९॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહેસ્વાહા

॥ इति नवम तप पद पूजा ॥

## શ્રી કળશ–રાગ—ધનાશ્રી.

ગાયો ગાયોરે સિદ્ધ ચક્ર સુમહિમા ગાયો. અરિહંત સિદ્ધ આચાર્ય સુપાઠક, મુનિ ગુણવંત ગુણ ગાયો; નાણ દંસણ શુભ ચરણ આરાધો, તપ મહિમા મન ભાયોરે. ॥ સિદ્ધચક્ર. ૧ ॥ એ તપ તપતાં સદ્‌ગતિ હોવે, રોગ શોક સવિ જાયો; જિમ શ્રીપાલને મયણા સુંદરી, એ તપથી સુખ પાયોરે. ॥ સિદ્ધચક્ર. ૨ ॥ અચલ ગચ્છ નભ દિનમણિ સોહે, આર્ય રક્ષિત સૂરિરાયો; જયસિંહ સૂરિ ધર્મ ઘોષ ગુરૂ, મહેંદ્ર સિંહ મુનિરાયોરે. ॥ સિદ્ધચક્ર. ૩ ॥ સિંહ પ્રભસૂરિ અજિતસિંહ ગુરૂ, દેવેંદ્રસૂરિ ગુણ ગાયો: ધર્મ પ્રભગુરૂ સિંહ તિલક સૂરિ, મહેંદ્ર પ્રભ મન ભાયોરે. ॥ સિદ્ધચક્ર. ૪ ॥ મેરૂતુંગ જયકીર્ત્તિ સૂરીશ્વર, શ્રી જયકેસર રાયો; સિદ્ધાંત સાયર ભાવ સાયર ગુરૂ, ગુણનિધાન મુનિરાયોરે. ॥ સિદ્ધચક્ર. ૫ ॥ ધર્મમૂર્ત્તિસૂરિ કલ્યાણ સાગર, વિદ્યાસાગર ગુરૂરાયો; ઉદય કીર્તિ પુણ્યસાગર સૂરિ, મુક્તિ સાગર સૂરિ રાયોરે. ॥ સિદ્ધચક્ર. ૬ ॥ રત્ન વિવેક ને સંપ્રતિ રાજા, જિનેંદ્ર સાગર સૂરિ રાયો; બિંદુ વેદ શરણ ને ચક્ષુ, ( ૨૪૪૦ ) વીર સંવત ગુણ ગાયોરે. ॥ ॥ સિદ્ધચક્ર. ૭ ॥ નલિનપુરે એક માસ કલ્પ કરી, ધર્મોપદેશ કહાયો; રવિચંદ્ર પુણ્ય કારણ પાવન, એ અધિકાર રચાયોરે. ॥ સિદ્ધચક્ર. ૮ ॥

॥इति मुनिमहाराजश्री रविचंद्रजी विरचित श्रीनवपद महिमापूजा॥

# મહારાજશ્રી રાવચંદ્રજીકૃત પંચકલ્યાણ-

## કમહોત્સવે અષ્ટપ્રકારી પૂજા.

---

### શ્રી ચ્યવન કલ્યાણકે પ્રથમ પુષ્પ પૂજા.

॥ દોહા ॥

શ્રી ભદ્રેસર સાહેબો, ચોવીશમો અરિહંત; પંચમ કાલે પામીયે. સેવાથી ભવ અંત. ॥ ૧ ॥ વર્તમાન શાસન ધણી, પરમાતમ જગદીશ; મોક્ષપુરી પામ્યા પછી, વર્ષ ગયા ત્રેવીશ. ॥ ૨ ॥ દેવચંદ્ર તવ શ્રાવકે, ભદ્રાનયરી મઝાર; *ઉત્સવથી પ્રભુ થા પીયા, તરવા આ સંસાર. ॥ ૩ ॥ સુર અસુરો યાત્રા કરે, નિત ચઢતે પરિણામ; સમકિત નિર્મળ કારણે, જપતા અરિહંત નામ. ॥ ૪ ॥ કલ્યાણક ઉત્સવ કરે, નાચંતી સુરનાર; નંદીશ્વર જઈ પૂજતા, શાશ્વત ચૈત્ય ઉદાર. ॥ ૫ ॥ તીરથ ભવજળ તારણો, ભરતભૂમિ પ્રખ્યાત; પાપીને પાવન કરે; દૂર કરી દુઃખસાત. ॥ ૬ ॥

---

* પ્રથમ દેવચંદ્ર શ્રાવકે, શ્રી પાર્શ્વનાથને સ્થાપન કર્યા હતા અને પછી કેટલાક વરસે શ્રી સંઘે ત્યાં શ્રી મહાવીરને મૂલનાયક તરીકે સ્થાપન કર્યા.

ભવ દવ તાપ શમાવવા, જલધર જેમ ઉદાર; મનવાંછિત પૂરણ કરી, ઉતારે ભવપાર. ॥ ૭ ॥ તે પરમેશ્વર પૂજીયે, ભય ભંજન ભગવંત; રત્નત્રયીને સાધવા, સેવે બહુલા સંત. ॥ ૮ ॥ પંચ કલ્યાણક વરણવું, ત્રિશલાનંદન વીર; ગુણ ગાવા જિનરાજના, લેવા ભવજળ તીર. ॥ ૯ ॥

## ઢાલ પહેલી જુમખડાની દેશી.

ચ્યવન કલ્યાણક પ્રથમ ભણીજે, શ્રીજિનવર અધિકાર. ॥ યશોદાના કંત નમો ॥ નંદનભવ નિર્દૂષણ સંયમ, પાલ્યું વિણ અતિચાર. ॥ યશોદાનો કંત નમો. ॥ ૧ ॥ નિર્વાંછા તપ કીધ ભલેરો, વીશ સ્થાનક અરિહંત.॥યશોદાનો॥ તીર્થંકર શુભ નામ કર્મનો, બંધ કર્યો ભવઅંત. ॥ યશો ॥ ૨ ॥ પ્રાણત સુરલોક દશમે વસીયા, વીશ સાગર લહી આય. ॥ યશો. ॥ કાંતિ અધિકી સઘળા સુરથી, સમ પરિણામી રાય. ॥ યશો ॥ ॥ ૩ ॥ પૂર્વ સુકૃતથી સુરસુખ માણે, વિણ ઇચ્છા ગુણ ખાણ. ॥ યશો ॥ મણુઅક્ષેત્રે શ્રીજિનવર કેરા, જન્માદિક કલ્યાણ. ॥ યશો ॥ ૪ ॥ મહોત્સવ કરતાં થઇ અગ્રેસર, મેલી સુરવર સાથ. ॥ યશો ॥ શાસય પડિમા તિહાં નિત પૂજે, ભાવ અનુપમ સાથ. ॥ યશો ॥ ૫ ભાવ ઉલ્લાસે શિવસુખ વાંછા, સમક્તિ ધર્મારાધ યશો. વ્રતિધર્મ અનુમોદન કરતાં, વર્જિત મન ઉન્માદ. ॥ યશો ॥ ॥ ૬ ॥ સુરઆયુ ષટમાસ રહે જબ, જોતાં નિજ અહિઠાણ.

॥ યશો ॥ અરતિ દુઃખ બહુ જાતિનું હોવે, શ્રીજિન આગમવાણ, ॥ યશો ॥ ૭ ॥ જિનવર જીવને તે નવિ લહીયે, નિરખી ઉત્પત્તિ ઠામ. ॥ યશો ॥ જંબૂદ્વીપમાં દક્ષિણ ભરતે, માહણકુંડ સુગ્રામ. ॥યશો ॥ ૮ ॥ ઋષભદત્ત ત્યાંવિપ્ર વસે તસ, નારી **દેવાનંદા** નામ. ॥ યશો ॥ જૈનધર્મ મતિ શીલગુણે સતી, ઉત્તમ લક્ષણ તામ. ॥ યશો ॥ ૯ ॥ સુરભવ નિજસ્થિતિ પૂર્ણાયુ કરી, ચૂકી ચઉગતિ જેલ. ॥ યશો ॥ રૂઅદી છઠ્ઠ આશાઢની ઉજ્વલ, હરવા ભવ દુઃખમેલ. ॥યશો॥ ૧૦ ॥ ચ્યવન કરી પ્રભુ દેવાનંદા ઉર, અવતરિયા જગદીશ. યશો ॥ ભવજળ તરવા નિજઋદ્ધિ વરવા. નમત રવિ પરમેશ. ॥ યશો ॥ ૧૧ ॥

## काव्यं

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः शैशवे
रूपालोकनविस्मयाहृतरसभ्रांत्या भ्रमच्चक्षुषा ।
उन्मृष्टं नयनप्रभाधवलितं क्षीरोदकाशंकया
वक्त्रं यस्य पुनः पुनःस जयति श्री वर्धमानो जिनः॥१॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય પુષ્પાણિ યજામહેસ્વાહા

॥ इति प्रथम पुष्प पूजा ॥

# શ્રી ચ્યવન કલ્યાણુ કે દ્વિતીય વસ્ત્ર પૂજા.

## ॥ દોહા ॥

પ્રથમ સુરપતિ તિણુ સમે, અવધિનાણુ પ્રકાશ; દીઠા અરિહંત, ઉપના, પામી મન ઉલ્લાસ. ૧ સન્મુખ જઇ આસન તજી, નમન કરે સુરરાજ; શક્રસ્તવ વિધિથી કરી, મને વિમાસે રાજ; ॥૨॥ નીચ કુલે જિન જોવતાં જાણી નિજ આચાર; હરિણગમેષી દેવને; હુકમ કીયો તિણુવાર. ॥૩॥ ક્ષત્રિય કુંડ નયરી પતિ. સિદ્ધારથ નરનાથ; ત્રિશલાદેવીના ઉરે, મૂકાવે જગનાથ. ॥૪॥ સુંદર મંદિરમાં તદા, સુખશય્યા સેવંત: અપૂર્વ આનંદ ઉપનો, પામી ત્રિભુવનકંત. ॥૫॥

## ઢાલ-બીજી.

( સુવિધિ જિનેસર પાય નમીને—એ દેશી. )

શરદઋતુ શુભ મનસુખ પાવે, સુખીયા સવિનરનારરે; શ્રી જિન ધર્મ આરાધે ભવિયા, તપ જપ સુવિધિ વિચારરે, ॥શરદ ઋતુ. ॥૧॥ દેવ ગુરૂ મન સમરણ કરતાં, માત લહે વિશ્રામરે; મંદપવનની લ્હેર સુખાકર, સ્વપ્ન જુએ શુભ તામરે. ॥શરદ ઋતુ. ॥૨॥ પ્રથમ દીઠો ગજ ઉજ્વલ વરણે, બીજે ઋષભ ઉદારરે; ત્રીજે કેશરી હરિ નિજ ઉત્સંગ, ચોથે શ્રીદેવી સારરે. ॥ શરદરૂતુ. ॥૩॥ પંચમે માલયુગલ શુભગંધિ, છઠ્ઠે શશી સુખકારરે; ઉગતો દિનમણી સાતમે

દેખે, આઠમે ધ્વજ મનોહારરે. ॥શરદઋતુ. ॥૪॥ સુંદર ક-
ળશ રૂપાનો નવમે, દશમે કમળસર જાણુરે; અગ્યારમે ર-
ત્નાકર પેખે, બારમે દેવ વિમાનરે. ॥શરદઋતુ॥૫॥ તેરમે
રત્નતણી શુભ રાશિ, ચૌદમે અગ્નિ સારરે; ગગનથકી ઉત-
રતાં દેવી, પેસતાં વદનમઝારરે. ॥શરદઋતુ. ॥૬॥ ચૌદ સુ-
પન પ્રભુમાત નિહાળી, સુખ પાયો શ્રીકારરે; સ્વર્ગે બેઠા
સુરપતિવંદે, જનની ઉર જગસારરે. ॥શરદઋતુ॥૭॥ સુર
સવિ મેલી ચઉસઠ ઇંદા. પામી ભાવ ઉદારરે; દ્વીપ નંદી-
સર આવી દેવા, ભકિત કરે મનોહારરે. ॥શરદઋતુ ॥૮॥
શ્રી જિન ચ્યવન કલ્યાણુક મહોત્સવ, કરી ગયા સુર નિજ
ઠામરે; વૃદ્ધિ લહે પ્રભુ માત ઉરે નિત, નમન રવિ શિર
તામરે. ॥શરદઋતુ. ॥૯॥

## काव्यं.

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः शैशवे
रूपालोकनविस्मयाहृतरसभ्रांत्या भ्रमच्चक्षुषा ।
उन्मृष्टं नयनप्रभाधवलितं क्षीरोदकाशंकया
वक्त्रं यस्य पुनः पुनःस जयति श्री वर्धमानो जिनः॥२॥

ૐ હ્રીઁ શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃ-
ત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય વસ્ત્રં યજામહેસ્વાહા

॥ इति द्वितीय वस्त्रपूजा ॥

# શ્રી જન્મ કલ્યાણકે તૃતીય ન્હવણપૂજા.

## દોહા.

સાંભળી દેવી મુખથકી; પરભાતે નરરાય; સ્વપ્ન પાઠક તેડાવીને, અર્થ લહ્યો સુખદાય. ॥૧॥ પછી વિસર્જ્યા તેહને આપી અગણિત વિત્ત; ધર્મ કાર્ય કરવા વિશે, દિન દિન વાધે ચિત્ત, ૨ ડોહલા પૂરે ભૂપતિ, દેવી મનસુખ લેત; વીતરાગ પૂજા કરે. સખીઓવૃંદ સમેત. ॥૩॥

## ઢાલ–ત્રીજી.

( અભિનંદન જિન. અરચીયેરે—એ—દેશી. )

અંગ સંવરી નિશ્ચલ રહ્યા રે, માત હેતે જગતાત, પ્યારા. ગર્ભશંકા જનની ધરેરે, અરતિનો ઉત્પાત. પ્યારા. ॥અંગ. ॥૧॥ માત દુઃખી જાણી પ્રભુરે, અભિગ્રહ કીધ ઉદાર. પ્યારા. માતપિતાના જીવતાંરે, વ્રત ન લહું નિરધાર. પ્યારા. ॥અંગ. ॥૨॥ અંગ ચલાવ્યું ઉર વિશેરે, માના હર્ષ ધરંત, પ્યારા. સુખભર વસતાં તે સમેરે. આવ્યો માસ વસંત. પ્યારા. ॥અંગ.॥૩॥ નવ માસ પૂરણને વળીરે, સાર્ધ સસ દિનરાત, પ્યારા. ચંદ્ર ઉત્તારા ફાલ્ગુનીરે, ગર્ભસ્થિતિ કરી ઘાત. પ્યારા. ॥અંગ. ॥૪॥ ઉજ્વલ તેરસ ચૈત્રનીરે,

જનમ્યા ત્રિભુવન દીવ, પ્યારા. ઇણુ રાતે સુખીયા થયારે, સંસારી સવિજીવ. પ્યારા. ॥અંગ. ॥૫॥ તવ સાતે નરકે થયું રે. અજવાળું મનોહાર; પ્યારા. છેદન ભેદન પણ નહિરે. સ્થાવરને સુખકાર. પ્યારા ॥અંગ. ॥૬॥ હર્ષ વ્યાપ્યો ત્રણ લોકમાંરે. ઘર ઘર મંગલઠાઠ. પ્યારા. ચલિતાસન અધોલોકનીરે, દિગકુમરી આવી આઠ પ્યારા. ॥અંગ. ॥૭॥ જિનજનની ચરણે નમીરે, દિગકુમરી કહે માય; પ્યારા. જન્મોત્સવ કરશું અમેરે, બીક મધરજો કાંય. પ્યારા. ॥અંગ. ॥૮॥ ઇશાને સૂતીઘર કરે રે, યોજને અશુચિ ટાલિ પ્યારા. અડકુમરી ઉર્ધ્વલોકનીરે, વરસે જલકુસુમાલિ. પ્યારા. ॥અંગ. ॥૯॥ પૂર્વ રૂચકની અડ ધરેરે, કુમરી દર્પણ હાથ. પ્યારા. દક્ષિણ અડ કલશા ધરેરે, પંખા પશ્ચિમ આઠ. પ્યારા. અંગ. ૧૦ ઉતરની અડ ચામરેંરે, વીંજે જગદાધાર. પ્યારા. વિદિશિની ચઉદીપથી રે, જોતી પ્રભુ દેદાર. પ્યારા. ॥અંગ. ॥૧૧॥ રૂચકદ્વીપની ચઉ કરેરે, કેલીઘર ત્રણ સાર. પ્યારા. મર્દન સ્નાન કરાવતીરે પહેરાવે શણગાર. પ્યારા. ॥અંગ. ॥૧૨॥ રક્ષાપોટલી બાંધીને રે, કરે મંદિર મનોહાર, પ્યારા. ભમરી પ્રભુગુણ. પદ્મમાંરે, રાસ રમંતી સાર. પ્યારા. ॥અંગ. ॥૧૩॥ જનની નહિ તુજ સારિખીરે, જગદીપક ધરનાર. પ્યારા. નંદન તુજ ઘણું જીવજોરે, ત્રિભુવન જન આધાર. પ્યારા. અંગ. ॥૧૪॥ જિનજનની પદ

પૂજીનેરે, દિગકુમરી ગુણગાય, પ્યારા શાસનનાયક ગાવતાંરે-
રવિ મનમેં સુખ થાય. પ્યારા. ॥અંગ. ॥૧૫॥

## काव्यं.

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः शैशवे
रूपालोकनविस्मयाहृतरसभ्रांत्या भ्रमच्चक्षुषा ।
उन्मृष्टं नयनप्रभाधवलितं क्षीरोदकाशंकया
वक्त्रं यस्य पुनः पुनःस जयति श्री वर्धमानो जिनः॥३॥

ૐ. હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃ-
ત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલં યજામહેસ્વાહા

॥ इति तृतीय न्हवणपूजा ॥



# શ્રી જન્મ કલ્યાણુ કે ચતુર્થ વિલેપન પૂજા.

## દોહા.

સોહમપતિ આસન ચલ્યું, જનમ્યા ચરમ જિણુંદ; જાણી આનંદ ઉપનો, પ્રણુમે પદ અરવિંદ. ાા૧ાા જન્મોત્સવ કરવા ભણી, ઈંદ્ર થયો ઉજમાલ; હરિણુગમેષી દેવને હુકમ કર્યો તત્કાલ. ાા૨ાા

### ઢાલ–ચોથી

( ધર્મજિનેશ્વર જગ ઉપગારી—એ દેશી. )

શ્રીજિનવીર વદન શુભ જોવા, ભવોભવ સંચિત પાતક ખોવા. ાા શ્રી ાા પાંચસો દેવ સુઘોષા બજાવે, નાકવાસી સુર સર્વ તેડાવા. ાા શ્રી ાા દેવદેવી ત્યાં બહુલા મળીયા, અશુભ હઠાવી શુભ ફલ લેવા. ાા શ્રી ાા પાલકદેવ રચે શુભ રીતે, પાલક નામ વિમાન રહેવા. ાા શ્રી ાા ૨ ાા સિંહાસનપર સોહે સુરપતિ, પરિવાર પણુ બહુ સંગે જાવા. ાા શ્રી ાા નારી મિત્રના પ્રેર્યો કેઈ, કેઇક આવે કૌતુક જોવા. શ્રી ાા ૩ ાા કેઇક સચિપતિ હુકમે આવે, કેઇક ભાવે ભક્તિ કરેવા. ાા શ્રી ાા ટોળે ટોળે ચાલે સુરતિહાં, ત્રિશલનંદનના ગુણુગાવા. ાા શ્રી ાા ૪ ાા કેસરી કાસર હય ગય કેઇ, ગરૂડ ચડયા કેઈ આવે દેવા. ાા શ્રી ાા છાગ ફણીધર વાહને કેઇ, આતમ મંદિર પુણ્યે ભરેવા. ાા શ્રી ાા ૫

આકાશ પણુ સંકીર્ણું થયું અતિ, શીઘ્ર ચાલે સહુ આગળ થાવા. હર્ષવિનોદે કેઇ તિહાં બોલે, સાંકડા પર્વના દિવસ ગણેવા. ॥ શ્રી ॥ ૬ ॥ શક્રપરે નિજનિજ પરિવારે, ચઉસઠ આવે અસુર સુર દેવા. ॥ શ્રી ॥ જિનજનની વંદી હરિ બોલે, જગપતિ જાયો જગયશ લેવા. ॥ શ્રી ॥ ૭ ॥ માત પ્રથમ સુરપતિ સેવક હું, આવ્યો તુજ સુત ઉત્સવ કરવા શ્રી ॥ હરિપંચ રૂપે લઇ પ્રભુ હાથે, બેરૂપે શુભ ચામર ધરવા. ॥ શ્રી ॥ ૮ ॥ એક છત્ર એક આગળ થઇને, વજા ઉલાલે ઉપદ્રવ હરવા. ॥ શ્રી ॥ સુરગિરિપર પ્રભુ હરિઉત્સંગે, કરજોડી ઉભા સવિદેવા ॥ શ્રી ॥ ૯ ॥ ગંગા માગધ આદિ તીરથના, ક્ષીરોદક લઈ આવે દેવા. ॥ શ્રી ॥ જાતિ આઠના કલશ અઢીસેં, કરે અભિષેક સદાનંદ લેવા. ॥ શ્રી ॥ ૧૦ મંગલ દીવા આરતિ કરતાં, ચંદન કુસુમે પૂજે દેવા. ॥ શ્રી મંગલ આઠ આલેખી સુવિધેં, ગીતગાન કરી સારે સેવા. ॥ શ્રી ॥ ૧૧ ઉત્સવ કરી જિનમાતા પાસે, મેલે વસ્ત્રાભરણું દેવા. ॥ શ્રી ॥ બત્રીશ કોડી રત્ન રૂપૈયા, વરસાવી બોલે સુરદેવા. ॥ શ્રી ॥ ૧૨ ॥ જિનમાતાસું જે ધરે ખેદ, તસ શિર હોશે છેદ હો દેવા ॥ શ્રી ॥ જિનઅંગુઠે અમૃત સિં-ચી, કરત અઠ્ઠાઇ નંદીસર દેવા. ॥ શ્રી ॥ ૧૩ પુત્ર વધાઇ બહુ ધન આપી, નયરી સોહ કરે નરદેવા ॥ શ્રી ॥ ઉત્સવ કરતાં દ્વાદશ દિવસે, નાત જમાવે નામ કરેવા. ॥ શ્રી ॥૧૪

ઋદ્ધિવૃદ્ધિ કરતા નૃપજાણી, નામ દીયો વર્ધમાન સુદેવા. ॥ શ્રી ॥ ત્રિજ્ઞાનધારી દેવાધિદેવા, પ્રીતે પ્રણુમે રવિ સુખ સેવા. ॥ શ્રી ॥ ૧૫ ॥

## काव्यं.

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः शैशवे
रूपालोकनविस्मयाहृतरसभ्रांत्या भ्रमच्चक्षुषा ।
उन्मृष्टं नयनप्रभाधवलितं क्षीरोदकाशंकया
वक्त्रं यस्य पुनः पुनःस जयति श्री वर्धमानो जिनः ॥४॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહેસ્વાહા

॥ इति चतुर्थ श्री चंदन पूजा ॥



# શ્રી જન્મ કલ્યાણુ કે પંચમ આભરણ પૂજા.

## દોહા.

શુકલપક્ષ શશિની પરે, વાધે જગત દયાલ; સુરતરૂ સમ શોભે અતિ, દીઠે મંગલમાલ. ॥૧॥ માતા મન હરખે બહુ, નિરખી પ્રભુ મુખચંદ; અતિશય ચઉ વરતે તદા, અંતિમ દેવ જિણંદ. ॥૨॥

## ઢાલ—પાંચમી.

( મહાવીર પ્રભુ ઘરે આવે—એ દેશી. )

આઠ વરસના જગવિસરામી. બાલવયે પણ સમ પરિણામી; એક દિન સંઘાતી નિજ મળીયા, તેહની સાથે પ્રભુ ચલિયારે જગજીવન મોહન સ્વામી, મુખ જોવે મંગલકામીરે. જગ. ॥૧॥ લાખ બત્રીશ વિમાનનો સ્વામી, સુરનાયક પ્રભુ શિરનામી; જિનબળની પ્રશંસા કરતો, નિજ સમકિત નિર્મળ ધરતો રે. જગ. ॥૨॥ અણુસદ્દ હતો દેવ મિથ્યાતી, આવે ભરી મદથી છાતી; નાગરૂપ નૃશંસ બનાવી, તિહાં વૃક્ષે વલગો આવીરે, ॥ જગ. ॥ ૩ ॥ હાથે પકડી નાખ્યો દૂરે, કીધું રૂપ તાડ સમ સુરે; પ્રભુ મુષ્ટિ પ્રહાર તવ કીધો, પડયો દેવ ધરણીએ સીધોરે. ॥ જગ. ॥ ૪ ॥ મદ મૂકીને શરણે આવે, જોડી કર અપરાધ ખમાવે; ચરણે નમીને નામ થપાવે, મહાવીર પ્રભુ ગુણ ગાવેરે. ॥ જગ. ॥ ૫ ॥ જેવા તમને ઇંદ્રે વખાણ્યા, તેથી અધિકાધિક મે જાણ્યા; અનુચર થઇને સ્વર્ગે જાવે, તિહાં પણ જગગુરૂ ગાવેરે.

॥ જગ. ॥ ૬ ॥ પાઠક પાસે ભણુવા મૂકે, માત પિતા નિજ ફરજ ન ચૂકે; જોઈ અવધિએ સુરપતિ આવે, ભક્તિ કરી સિંહાસન ઠાવેરે. ॥ જગ. ॥ ૭ ॥ પ્રશ્ન પૂછે હરિ મન ભાવે, પ્રભુ સુધો અર્થ બતાવે; પંડિત મનનું સંશય જાવે, પ્રભુ અધિકા નાણી કહાવેરે. ॥ જગ. ॥ ૮ ॥ માત તાત યૌવન વય જાણી, નૃપપુત્રી ગુણમણિ ખાણી; ઉત્સવે પ્રભુને પરણાવે, મળી સખીઓ મંગલ ગાવેરે. ॥ જગ. ॥ ૯ ॥ સાંસારિક સુખશ્રી પ્રભુ સેવે, નિત મનથી ઉદાસી રહેવે; પૂર્વોપાર્જિત કર્મ ખપાવે, નવો બંધ કદી નવિ થાવેરે. ॥ જગ ॥૧૦॥ પ્રભુ વરસ અઠાવીશ જાવે. તવ માતપિતા સુર થાવે; શોકે બંધુ વીનતી ભાખે, પ્રભુ રહોયવરસ ઘર વાસેરે જગ. ૧૧ તેહવે લોકાંતિક શ્રી સુર આયા, પ્રભુચરણે નિજ શીશ નમાયા॥ પ્રભુ શ્રીજિનધર્મ પ્રકાશો રવિ સેવકની અરદાસોરે જગ. ॥૧૨॥

## काव्यं.

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः शैशवे
रूपालोकनविस्मयाहृतरसभ्रांत्या भ्रमच्चक्षुषा ।
उन्मृष्टं नयनप्रभाधवलितं क्षीरोदकाशंकया
वक्त्रं यस्य पुनः पुनःस जयति श्री वर्धमानो जिनः॥५॥

ઓઁ હ્રીઁ શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય આભરણાનિ યજામહેસ્વાહા

॥ इति पंचम आभरण पूजा ॥

# શ્રી દીક્ષા કલ્યાણ કે ષષ્ઠ પૂજા.

## દોહા.

વરશીદાન દીયે પ્રભુ, નિત ઉગમતે સૂર; કોડી સોનૈયા લક્ષ અડ, યાચક જન સુખ પૂર. ॥૧॥ ત્રણ સેં અડસી કોડીને ઉપર એંશી લક્ષ; માસ બારનું દાન એ, શ્રીજિન આગમપક્ષ. ॥૨॥ દાન લીયે તેહનો હરે, માસ ષટકનો રોગ; દારિદ્રને દૂર કરી, પામે શિવસંયોગ. ॥૩॥ જિનવર ઇચ્છિત ચરણની અવસર જાણી સેવ; મંગલમાળા બોલતાં. આવે બહુલા દેવ. ॥૪॥

## ઢાલ—છઠ્ઠી.

( ષટદર્શન જિન અંગ ભણીજે-એ દેશી. )

સિદ્ધારથસુત ચોવીશમા જિન, અંતિમ અરિહંત દેવારે; ભરત ક્ષેત્ર ભવિના ઉપગારી, ભવ દરિયે વર નાવારે. સિદ્ધારથ. ॥૧॥ શ્રીજિન દીક્ષા મહોત્સવ વેળા. મળીયા ચોસઠ ઇંદારે. માગશર વદી દશનના દિવસે, પ્રણમે ત્રિશલાનંદારે. સિદ્ધારથ ॥૨॥ ઔષધિ તીર્થોદક મેળવતા. હરિહુકમે સુર ઠાઠેરે; કલ્શી મંગલિક જાતિ અડના, એક સહસને આઠેરે. સિદ્ધારથ. ॥૩॥ પ્રથમ નંદી વર્ધન નૃપનો, પાછળ સુર અભિષેકેરે; શોભાવી તનુ સુરતરૂન્ન પરે. સુરાસુર વિવેકેરે. સિદ્ધારથ. ॥૪॥ ચંદ્ર પ્રભા નૃપ શિબિકામાં સિંહાસનપર સોહેરે; સાટક પટ કર બેઠી વડેરી, દક્ષિણ

દિશિ દુઃખ ખોહેરે. સિદ્ધારથ. ॥૫॥ ધાવમાત ચરણોપ-
કરણ લઈ, વામ દિશે ગુણ ગાવે રે; સજી સોળ શણગાર
રમણીઓ, પાછલ છત્ર સોહાવેરે. સિદ્ધારથ. ॥૬॥ ઇશાને
ફળ ધરી એક નારી, અગ્નિયે એક નારીરે; મણિમય
પંખો રૂપ રસાલી, યૌવનવય મનોહારીરે. સિદ્ધારથ ॥૭॥
પુરમાં તોરણ ધ્વજા બંધાવી, ઘરશ્રેણી શણગારીરે;
સહસપુરૂષ વાહે શિબિકા, અનુક્રમે સુરશિરધારીરે. ॥ સિ-
દ્ધારથ ॥ ૮ બહુ તરૂણી મળી મંગળ ગાવે, નાચ કરે
સુરનારીરે; શક્ર ઇશાનપતિ ચામર ઢાળે, વાજીંત્ર અતિ
સુખકારીરે. ॥ સિદ્ધારથ ॥ ૯ ઇંદ્રધ્વજા પ્રભુ આગળ ચાલે,
અષ્ટ મંગલ જયકારીરે; દેવ દેવી નરનારી પ્રણમે, પ્રીતે
જગસુખકારીરે. ॥ સિદ્ધારથ ॥ ૧૦ ॥ કુળસજ્જના એમ
બોલે પ્રભુને, વરજો નાણ ઉદારીરે; જીત નિશાણ વજાવી
જગમાં મોહની દૂર નિવારીરે. સિદ્ધારથ. ૧૧ ક્ષત્રિય કુંડ
નગરની બહારે, જ્ઞાતખંડ સુઉધાનેરે; શિબિકાથી જિન
ઉતરીયા, અશોકતરૂ શુભવાનેરે. ॥ સિદ્ધારથ. ॥ ૧૨ ॥
ઉત્તરાયોગે ભૂષણ ત્યાગી, ઉચ્ચરે મહાવ્રત પંચેરે; છઠ્ઠ
તપે એકાકી જિનવર, રાગ દ્વેષને વંચેરે. ॥ સિદ્ધારથ ॥
॥ ૧૩ ॥ ચઉનાણી થઇ ઇંદ્રે અર્પિત દેવદૂષ્ય ધરી ખંધે-
રે; કર્યો વિહાર દેવ નંદીસર, મનના ભાવ અમ હેરે.
॥ સિદ્ધારથ ॥ ૧૪ બંધવ નંદીવર્ધન આદિ, શોકાતુર

ઘર આવેરે; વર્ધમાન અણગારી પદને, નમે રવિ મન લાવેરે ॥ સિદ્ધારથ. ॥ ૧૫ ॥

## काव्यं.

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः शैशवे
रूपालोकनविस्मयाहृतरसभ्रांत्या भ्रमच्चक्षुषा ।
उन्मृष्टं नयनप्रभावधवलित क्षीरोदकाशंकया
वक्त्रं यस्य पुनः पुनःस जयति श्री वर्धमानो जिनः ॥४॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય ધૂપં યજામહેસ્વાહા

॥ इति षष्ठ धूपपूजा ॥



# શ્રી કેવલજ્ઞાન કલ્યાણકે સપ્તમ વાસપૂજા.

## દોહા.

દ્વિજ બહુલ ઘરે પારણું, પ્રથમ પ્રભુ એ કીધ; પંચ દિવ્ય પ્રગટયા તિહાં, તેણે સુકૃત ફલ લીધ. ॥ ૧ ॥ પ્રથમ ચતુર્માસે લીયા, અભિગ્રહ પંચ ઉદાર; કેવલજ્ઞાન લહ્યા વિના, સુવું નહિ નિરધાર. ॥ ૨ ॥ રહેવું નહિ અપ્રીતિ સ્થલે વળી કાઉસ્સગ્ગ સદાય; ગૃહસ્થ વિનય કરવો નહિ, માન અને અસહાય. ॥ ૩ ॥ ભોજન કરતાં પારણે; હસ્તપાત્ર સુખકાર; શૂલપાણિ પ્રતિબોધીયો, સહી ઉપસર્ગ અપાર.॥૪॥

## ઢાલ—સાતમી.

( જિનપદ જગનાં જાચું જાણો—એ દેશી. )

વિહાર કરે પ્રભુ ભાવ ઉદાસી, સુરગિરિનીપરે ધીરા; ચંડ કોશીયે દંખ દીયો તોયે, ધર્મ સુણાવ્યો વીરા. જિનપદ પૂજો પાપથી ધ્રૂજો, વીર પ્રભુ મન ધ્યાઈ ॥ ૧ ॥ અષ્ટમ સ્વર્ગ દઇ પ્રભુ ચાલ્યા, વીતરાગ શુભ ધ્યાને; વિચ વિચ પરીસહ બહુલા સહતાં, પેઢાલ ગ્રામ ઉદ્યાને. ॥ જિનપદ. ॥ ૨ ॥ અઠ્ઠમ તપ કરી અડોલ આસન, રાત્રે પ્રતિમા ઠાવે; ઇંદ્ર સમીપે કીધ પ્રતિજ્ઞા, સંગમ સુર તિહાં આવે. ॥ જિનપદ. ॥ ૩ ॥ અતિ પ્રચંડ ઉપસર્ગો કીધા, વીશ તેમાં પણ મોટા; અડગ જોઇ જિન હાર્યો તે સુર, હરિવચ થાય ન ખોટા. ॥ જિનપદ. ॥ ૪ ॥ હરિ અપ-

માને દુઃખ બહુ પામ્યો, ભમવી નરક નિગોદે; જીરણુ શેઠે ધ્યાને લીધો, બારમો સ્વર્ગ વિનોદે. ॥ જિનપદ. ॥ ૫ ॥ ચંદનબાલા શુદ્ધ શ્રાવિકા, અભિગ્રહ પૂરણુ કીધો; અડદ બાકુલા આપી પ્રભુને, મારગ લીધો સીધો. ॥ જિનપદ. ॥ ૬ ॥ ત્રિપૃષ્ઠ ભવના વૈર નિયોગે, કર્યો ઉપસર્ગ ગોવાળે; કાને ખીલા ઠોકયા તેથી, નરક સપ્તમી ભાલે. ॥ જિનપદ. ॥ ૭ ॥ શ્રેષ્ઠી વૈદ્યે ખીલા કાઢયા, સુરપદ દીધું સ્વામી; સમભાવે સુખ દુઃખ વેઠીને, પુરવ દુઃકૃત વામી. ॥ જિનપદ. ॥ ૮ ॥ સાડાબાર વરસ તપ કીધું. વિણુ પાણી શુભ ભાવે ત્રણુસેં ઓગણુ પચાસ પારણા, નમતાં સવિ દુઃખ જાવે. ॥ જિનપદ. ॥ ૯ ॥ વૈશાખ ઉજ્વલ દશમી દિવસે, ઉત્તરા ફાલ્ગુન વાસે; ઋજુ વાલુકા સરિતા તીરે, જંભિક ગ્રામની પાસે. ॥ જિનપદ. ॥ ૧૦ ॥ ગોદુહ આસન શુકલ ધ્યાનથી ઘાતી કર્મ ક્ષય કીધા; શાલિ તરૂતળે કેવલ પામ્યા, જીતના ડંકા દીધાં. ॥ જિનપદ. ॥ ૧૧ ॥ ચોસઠ ઇંદ્રો સાથે બહુ સુર, મહોત્સવ કરતા ભાવે; સમવસરણુમાં સિંહાસનપર, શ્રી જિનવીર સુહાવે. ॥ જિનપદ. ॥ ૧૨ ॥ નિષ્ફળ દેશના જાણી આવ્યા, મધ્યમ પાવાપુરીમાં; ત્રગડે બેઠા ત્રિભુવન સ્વામી, વરસે બોધ સભામાં. ॥ જિનપદ ॥ ॥ ૧૩ ॥ ઇંદ્રભૂતિ આદિ તિહાં આવ્યા; પ્રભુ દેખી મદ વાર્યો; અગ્યાર ગણુધર દીક્ષા પાવે, મોહ મહાગજ હાર્યો.

॥ જિનપદ ॥ ૧૪ ॥ સંઘ ચતુર્વિધ સ્થાપે જિનજી; જિનશાસન તરૂ ફળીયો; ચઉવિહ ચઉમુખ ધર્મ પ્રકાશે, રવિ મનોરથ ફળીયો. ॥ જિનપદ. ॥ ૧૫ ॥

## काव्यं.

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः शैशवे
रूपालोकनविस्मयाहृतरसभ्रांत्या भ्रमच्चक्षुषा ।
उन्मृष्टं नयनप्रभाधवलितं क्षीरोदकाशंकया
ववत्रं यस्य पुनः पुनःस जयति श्री वर्धमानो जिनः॥३॥

ॐ. ह्रीँ श्रीँ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય વાસં યજામહેસ્વાહા

॥ इति सप्तम वासपूजा. ॥



# શ્રી મોક્ષ કલ્યાણ કે અષ્ટમ ધ્વજ પૂજા.

## દોહા.

ધર્મચક્ર આગળ ચલે, પ્રાતિહારજ આઠ; ચોત્રીશ અતિશય શોભતા, દોષ ગયા દશ આઠ ॥૧॥ ચૌદ સહસ મુનિવર ભલા, સાધ્વી સહસ છત્રીશ, આગણુસાઠ શ્રાવક સહસ, એક લાખ પ્રણુમેશ. ॥૨॥ તીન લાખ શુભ શ્રાવિકા, ઉપર સહસ અઢાર; વીત રાગ પદ પુજતાં પાપ કરે પરિહાર. ॥૩॥

## ઢાલ—આઠમી.

( એ વ્રત જગમાં દીવો—એ દેશી. )

વીરશાસન જય બોલો મેરે પ્યારે વીરશાસન જય બોલો. કનક કમળપર પદકજ ધરતાં, જગતતણા દુઃખ ભંજે; ભાવ નિક્ષેપે જગ ઉપકારી, જગજનના મન રંજે, મેરે પ્યારે. ॥૧॥ યોજન ગામીની વાણી બોલે, સહુ મન સંશય વારે; ભાવે ભજતાં ભવદુઃખ ભંજે, સંકટ સર્વ નિવારે. મેરે પ્યારે. ॥૨॥ નાટક કરતા શ્રીજિન સંગે, સુરાસુર પરિવારો; ઇંદ્રિય સુખ છોડી કર જોડી, ઉભા દેવ હજારો. મેરે પ્યારે. ॥૩॥ હરિ પટરાણી ગહુંલી કાઢે, વીર પ્રભુ મુખ જોતી; નૃત્ય કરી ગુણ ગાવત ભાવેં; આતમ દુઃકૃત ખોતી. મેરે પ્યારે. ॥૪॥ આગારી અણુગારી ભેદે, શ્રીજિન ધર્મ પ્રકાશે; વાણી ગુણ પાંત્રીશ બિરાજે, દિવ્ય ધ્વનિ આ-

કાશે. મેરે પ્યારે. ।।૫।। મહી મંડળમાં જગ ઉપકારી. વિચરે ભવિજનં હેતે; સુણી ઉપદેશ તર્યા કેઇ ભવિજના વરીયા શિવવધૂ પ્રીતે. મેરે પ્યારે. ।।૬।। હસ્તિપાલ નૃપ વિનતી સુણીને. ચરમ ચોમાસું જાણી; પાવાપુરી જગદીશ પધાર્યા, કેવલ—દંસણ નાણી. મેરે પ્યારે. ।।૭।। સદાચારમાં સહુને જોડી, પ્રાંતે અણસણ કીધું. સોલ પ્રહર પ્રભુ દેશના દીની, જ્ઞાન જગતને દીધું. મેરે પ્યારે. ।।૮।। સ્વાતિ નક્ષત્ર યોગ મળ્યાથી, આશ્વિન દિન અમાવાસે, મધ્યરાત્રે આયુ સ્થિતિ પૂરણ, એકાકી સુવિલાસે. મેરે પ્યારે. ।।૯।। પદ્માસને પ્રભુ ધર્મ કહંતા, પામ્યા મોક્ષ મહંતા; વિયોગ પડીયો ભરત ક્ષેત્રમાં, આજ પછી અરિહંતા. મેરે પ્યારે. ।।૧૦।। ચોસઠ સુરપતિ આવી મળીયા, તીર્થોદક લેવરાવે; સ્નાન વિલેપન આભૂષણથી વીરતનુ શોભાવે. મેરે પ્યારે ।।૧૧।। શિબિકા શણગારી દેવા, નાટક કરી પ્રભુ ધ્યાવે; ચંદન ચય પર જાલે શોકે, દીન થઈ ગુણ ગાવે. મેરે પ્યારે. ।।૧૨।। તે ઉપર શુભ થૂભ કરીને, સ્મરણ હેતે દેવા, દાઢા લઇ નંદીસર જઈને સ્વર્ગે કરતા સેવા. મેરે પ્યારે. ।।૧૩।। બહુંતેર વરશનું આયુ પાળી, અવિનાશી પુરવાસી; શાસનનાયક વીર વંદનથી, રવિ મન ભાવ ઉલ્લાસી. મેરે પ્યારે. ।।૧૪।।

---

## काव्यं

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः शैशवे
रूपालोकनविस्मयाहृतरसभ्रांत्या भ्रमच्चक्षुषा।
उन्मृष्टं नयनप्रभाधवलितं क्षीरोदकाशंकया
वक्त्रं यस्य पुनः पुनःस जयति श्री वर्धमानो जिनः॥१॥

ॐ ह्रीं श्रीं परमपुरुषाय परमेश्वराय जन्मजरा मृ-
त्यु निवारणाय श्रीमते जिनेंद्राय ध्वजं यजामहेस्वाहा.

॥ इति अष्टम ध्वज पूजा ॥



# કલશ.

ગાયો ગાયોરે મહાવીર જિનેશ્વર ગાયો. અવનીતલ પાવન કરી સાહિબ, ત્રિભુવન સુયશ ગવાયો; જન્મ જરા દુઃખ મરણુ નિસારી, શિવ સુંદરી મન ભાયોરે. મહાવીર ॥૧॥ પંચ કલ્યાણુક ઉત્સવ કરતાં; ત્રિશલાંસુત જિન રાયો ઘર ઘર મંગલ હર્ષ વધાઇ, સજ્જન જન સુખ થાયો રે. મહાવીર. ॥૨॥ વીર પાટધર સોહમ સ્વામી, નિગ્રંથ ગચ્છ કહાયો સૂરિમંત્ર કોટિ જાપ જપંતાં, કોટિ ગચ્છ કહાયોરે. મહાવીર. ॥૩॥ ચંદ્ર ગચ્છ તેમાંથી ત્રીજો, વડ ગચ્છ નામ ધરાયો, શંખેશ્વર ગચ્છ નામ થકી વળી, નાણુક ગ-ચ્છ ગવાયોરે. મહાવીર. ॥૪॥ વિધિમારગની કીધી સ્થા-પના, આર્યરક્ષિત સૂરિરાયો; અગ્યારસે ઓગણોતેર વરસે, વિધિપક્ષ ગચ્છ થપાયોરે. મહાવીર. ॥૫॥ જયસિંહ ધર્મઘોષ સૂરિરાજા, મહેંદ્રસિંહ ગુરૂરાયો; સિંહ પ્રભ સૂરિ અજિત-સિંહ ગુરૂ, દેવેંદ્રસૂરિ મહારાયોરે. મહાવીર ॥૬॥ ધર્મ પ્ર-ભસૂરિ સિંહતિલક ગુરૂ, મહેંદ્ર પ્રભ ગુણુ ગાયો; મેરૂતુંગ ગુરૂ શ્રીજયકીર્ત્તિ, જયકેસર મન ભાયોરે. મહાવીર, ॥૭॥ સિદ્ધાંત સાગર ભાવ સાગર સૂરિ, ગુણુનિધાન સૂરિ રાયો; ધર્મ મૂર્ત્તિ સૂરિ કલ્યાણુ સાગર, પાટપરંપર ગાયોરે. મ-હાવીર. ॥૮॥ જિનેંદ્ર સાગરસૂરિ સંપ્રતિ રાજે, એ અધિકાર રચાયો; ચોવીશ સો ચાલીશના માઘે, વીર સંવત સુખદાયો રે. મહાવીર. ॥૯॥ કચ્છ હાલાપુર પક્ષ એક રહી, અઠાઈ ઉત્સવે ગાયો; સંઘ સકલ શિર મંગલમાલા, રવિમન હર્ષ સવાયોરે. મહાવીર; ॥૧૦॥

॥ ईति महाराजश्री रविचंद्रजी कृत श्रीपंच कल्याणक पूजा ॥

# મુનિ મહારાજ શ્રી રવિચંદ્રજી વિરચિત

## શ્રી પંચતીર્થી પૂજા.

### પ્રથમ શ્રી ન્હવણ પૂજા.

#### દોહા.

વિમલાચલ વાસી નમું, નાભિકુલ નભચંદ; કર્મ હણી કેવલ લહ્યું, પ્રથમ પ્રભુ જિણચંદ. ॥ ૧ ॥ પંચમ ચક્રી પ્રણમીયેં સોલમો શ્રી જિનરાજ; શાંતિ કારક વિશ્વમાં, સારે સહુના કાજ. ॥ ૨ ॥ સમુદ્ર વિજય નૃપ નંદનો, યાદવકુળ શણગાર; પાપ ખપે જસ નામથી, નેમ નમો નરનાર. ॥ ૩ ॥ શ્રી શંખેશ્વર સાહિબો, પુરિસાદાણી પાસ; પૂજા પરમાતમતણી, પૂરે સહુ મન આશ. ॥ ૪ ॥ વિઘ્ન નિવારક વિશ્વમાં, ચોવીશમો અરિહંત; જગગુરૂ જગજન તારણો, નિત નમીયેં ભગવંત. ॥ ૫ ॥ શેષ જિનેશ્વર પય નમું, ગુણ ગણના ભંડાર; સોહંમ જંબૂ પટધરા, સયલગુણી અણગાર. ॥ ૬ ॥ જ્યાં શ્રી જિનવર શિવ વર્યા, તોડી સર્વ જંજાલ; તે તીરથ ગુણ ગાઈશું; વરવા શિવ વરમાલ. ॥ ૭ ॥ સમેત શિખર અષ્ટાપદે, નેમ નમું ગિરનાર; વીરપ્રભુ પાવાપુરે, ચંપા નયર મઝાર. ॥ ૮ ॥ તીરથ પંચ સોહામણા, ઉત્તમ ફલ દાતાર, પૂજો પ્રણમો પ્રાણીયા, ઉઠી નિત્ય સવાર. ॥ ૯ ॥

## ઢાલ—પહેલી.

( તેજે તરણીથી વડોરે ) એ દેશી.

પૂર્વ દિશે નમે પ્રાણીયારે, અષ્ટાપદ ગિરિસાર; શોભા અધિક સોહામણીરે, ત્રિભુવન જન આધાર. હો. ભવિયા એ ગિરિવર ગુણ ગાવજો રે. સુકૃત વાડી વાવજોરે, પરગુણમાં ધરી પ્રેમ. ॥ ૧ ॥ સજલ સરોવર શોભતારે, પદ્મ ક્રીડે મરાલ; કોકિલ પંચમ સ્વર લવેરે, બેઠી આંબાડાલ. હો ભવિયા. ॥ એ ગિરિવર. ॥ ૨ ॥ તરૂવર વિવિધ પ્રકારનારે, ઉભા ફૂલ ફલ હાથ; વિદ્યાધર સુર કિન્નરારે, ક્રીડા કરે વધૂ સાથ. હો ભવિયા. ॥ એ ગિરિ. ॥ ૩ ॥ પ્રથમ પ્રભુ પરમાતમારે, પ્રથમ ગુરૂ ભગવાન; પ્રથમ તીર્થંકર મુનિવરારે, ત્રિભુવનપતિ ગુણવાન. હો ભવિયા. ॥ એ ગિરિ. ॥ ૪ ॥ ઘાતિકર્મ ક્ષયે ઉપનારે, કેવલ દંસણ નાણ; શિવપુર પંથ બતાવતારે. બોલે મધુરી વાણ. હો ભવિયા. ॥ એ ગિરિ. ॥ ૫ ॥ મહીતલ વિહરતા આવીયારે, ઇણ ગિરિ અરિહંત દેવ; દેવ ઘણા રહે સાથમાંરે, સુરપતિ કરતા સેવ. હો ભવિયા. ॥ એ ગિરિ. ॥ ૬ ॥ સરલ માર્ગ અહીં મોક્ષનોરે, જાણી દીન દયાલ; દશ સહસ મુનિવર ભલારે, સાથે મંગલ માલ. હો ભવિયા. ॥ એ ગિરિ. ॥ ૭ ॥ અંતક અણસણ આદર્યુંરે ચઉદશ ભત્ત પચ્ચખાણ; અત્યુલ્લાસ સમાધિમાંરે, રૂંધી યોગ નિદાણ. હો ભવિયા. ॥ એ

ગિરિ. ॥ ૮ ॥ અસિત પક્ષ માસ માઘમાંરે, ત્રયોદશી પૂરવ ભાગ; અભિચરૂક્ષ શશિ યોગમાંરે, પદ્માસન વીતરાગ. હો ભવિયા. ॥ એ ગિરિ. ॥ ૯ ॥ એક સમય સમ શ્રેણિયેરે, મુક્તિ વર્યા મહારાજ; સાદિ અનંત સુખને વર્યારે, સાર્યા આતમ કાજ. હો ભવિયા. ॥ એ ગિરિ. ॥ ૧૦ ॥ નિર્વાણ કલ્યાણુક તિહાંરે, સુર મળી ઉત્સવ કીધ; રવિ શુભ ભાવે ભાવતાંરે, સમકિત નિર્મળ સીધ. હો ભવિયા. ॥ એ ગિરિ. ॥ ૧૧ ॥

॥ इति प्रथम न्हवणपूजा ॥

## દ્વિતીય શ્રી ચંદન પૂજા.

### દોહા.

આઠ યોજન ભૂતલ થકી, ઉંચો જે સુખકાર; તસ મહિમા ગુણ ગાવતાં, ઉંચ ગતિ અવતાર. ॥ ૧ ॥

### ઢાલ—બીજી.

( રાગ—ધનાશ્રી. )

અષ્ટાપદ અરિહંત, નમીયે અષ્ટાપદ અરિહંત; મણિમય બિંબ ભરાવ્યા ભરતે, ચોવીશ શ્રી ભગવંત. ॥ નમીયે. ॥ ૧ ॥ નિજ નિજ દેહ પ્રમાણે મૂર્તિ, દુર્ગતિ દૂર હરંત. ॥ નમીયે. ॥ ૨ ॥ દિનકર સમ જસ જ્યોતિ ચમકે, દર્શને દોષ ગલંત. ॥ નમીયે. ॥ ૩ ॥ સાઠ સહસ સુત

ચક્રી સગરના, એ તીરથ સેવંત. ॥ નમીયે. ॥ ૪ ॥ આ-શાતના ટાલી ગુણ ભાલી, થયા દેવ ઋદ્ધિમંત. ॥ નમીયે. ॥ ૫ ॥ નાટક કરતાં રાવણ રાજા, અંતર શ્રદ્ધાવંત. ॥ નમીયે. ॥ ૬ ॥ તીર્થંકર પદ બંધ નિપાયો, કરશે ભવનો અંત. ॥ નમીયે. ॥ ૭ ॥ ગૌતમ સ્વામી લબ્ધે ચડીયા, વાંદ્યા ગિરિ ભગવંત. ॥ ૮ ॥ પન્નરસેં ત્રણ તાપસ તાર્યા આપી બોધ ભદંત. ॥ નમીયે. ॥ ૯ ॥ ચરમ શરીરી એ જિન વાંદે, એમ બોલ્યા ભગવંત. ॥ નમીયે. ॥ ૧૦ ॥ વિદ્યા જંઘા ચારણ વાંદે, તે લબ્ધિ બલવંત. ॥ નમીયે. ॥ ૧૧ ॥ જન્મ જરા ને મરણ મિટાવે, એ ગિરિ મહિ-માવંત. ॥ નમીયે. ॥ ૧૨ ॥ રવિચંદ્ર પ્રભુ ભક્તિ ભાવે, ગુણ ગાવો ગુણવંત. ॥ નમીયે. ॥ ૧૩ ॥

॥ इति द्वितीय चंदन पूजा ॥

## તૃતીય શ્રી વસ્ત્રપૂજા

### દોહા.

સમેત શિખર સમરૂં સદા, ત્રિભુવન તિલક ગણાય; વીશ જિનેશ્વર શિવ ગયા, સાથે બહુ મુનિરાય. ॥૧॥ તેહને પ્રણમી ગાઇશું. તસ ગુણ શિવ સુખદાય; સ્પર્શે ઉત્તમ ભૂ-મિકા, આતમ નિર્મલ થાય. ॥૨॥

### ઢાલ–ત્રીજી.

( સલુણાની દેશી. )

સમેત શિખર ગુણ ગાઇએ રે, મોક્ષ ગયા જિન વીશ; સલુણા. નમતાં નિર્મલ આતમારે. ભયભંજન જગદીશ. સલુણા. ॥૧॥ ઉજ્વલ પંચમી ચૈત્રનીરે અજિત સંભવ જિનરાય; સલુણા. અનશન કરી એક માસનું રે, સાથ સહસ્ર મુનિરાય સલુણા. ॥૨॥ અભિનંદન પરમાતમારે, એક સહસ મુનિ સંગ; સલુણા. વૈશાખ શુદી આઠમ દિનેરે, પામ્યા શિવ વધૂ રંગ. સલુણા. ॥૩॥ મંગલાસુત પ્રભુ પંચમોરે, મુનિ પણ એક હજાર, સલુણા. ચૈત્રતણી નવમી દિનેરે; પામ્યા ભવનો પાર. સલુણા. ॥૪॥ માગશર કૃષ્ણા એકાદશીરે, પદ્મપ્રભુ પરમેશ, સલુણા. ત્રણસેં અડ મુનિ સાથશું રે, શિવપુર કીધ પ્રવેશ. સલુણા. ॥૫॥ પાંચસેં મુનિ પરિવારથી રે, સપ્તમ જિન સુપાસ; સલુણા. ફાલ્ગુન કૃષ્ણા પંચમીરે, આહાર તજી એક માસ. સલુણા.. ॥૬॥ શશી લાંછન ચંદ્રાપ્રભુરે, સહસ મુનિ ભગવંત; સલુણા. કૃષ્ણા સપ્તમી ભાદ્રપદરે, અનશનથી શિવકંત. સલુણા. ॥૭॥ સહસ મુનિ સુવિધિ પ્રભુરે, કીધ સ્વપર કલ્યાણ, સલુણા. કાર્તિક વદિ નવમી દિનેરે. પામ્યા ઉત્તમ ઠાણ. સલુણા. ॥૮॥ વૈશાખ વદિ દ્વિતીયા દિનેરે, દશમા શીતલનાથ, સલુણા. કેવલ લહી મુક્તે ગયા રે, સહસ મુનિવર સાથ.

સલુણા. ॥૯॥ કૃષ્ણ તૃતીયા શ્રાવણેરે, શ્રી શ્રેયાંસ મહારાય; સલુણા. સહસ મુનિવર સાથસુંરે, રવિ પ્રણમે નિત પાય. સલુણા. ॥૧૦॥

॥ इति तृतीय वस्त्रपूजा ॥

---

## ચતુર્થ શ્રી પુષ્પ પુજા.

### દોહા.

વિદ્યાધર સુર કિન્નરા, કરતા નાટારંભ; બહુ મુનિ કારજ સાધતા, છોડી દુરિતારંભ. ॥૧॥

### ઢાલ–ચોથી.

( રંગરસીયા રંગ રસ બન્યો—એ દેશી. )

વિમલ જિનેશ્વર ઈણુ ગિરિ, મન મોહનજી. ષટ હજાર મુનિરાય, મનડું મોહ્યું ચે, મન મોહનજી. કૃષ્ણ સપ્તમી આષાડની, મન. અવિચલ સ્થાને જાય. મનડું. ॥૧॥ અનંત પ્રભુ પરમાતમા, મન. સાત સહસ મુનિ સાથ, મનડું. શુકલ પંચમી ચૈત્રની, મન. થયા શિવસુંદરીનાથ. મનડું. ॥૨॥ એક શત આઠ મુનિવરા, મન. ધર્મજિનેશ્વર દેવ; મનડું. જ્યેષ્ઠ માસ સિત સપ્તમી, મન. પામ્યા શિવ તતખેવ. મનડું. ॥૩॥ અચિરા નંદન સોલમો, મન. જેઠ ત્રયોદશી શ્યામ; મનડું. નવસો મુનિ સાથે પ્રભુ, મન.

પહોતા અવિચલ ધામ. મનડું. ।।૪।। વદિ એકમ વૈશાખની, મન. કુંથુ જિન મહારાય. મનડું અનસનથી મુકિત વર્યા, મન. એક સહસ મુનિરાય. ।। મનડું. ।। ૫ ।। માગશર શુદિ દશમી દિને, ।। મન. ।। અરનાથ જિનરાજ, ।। મનડું. ।। એક સહસ મુનિ સાથસું, મન. નમતાં સીજે કાજ. ।। મનડું. ।। ૬ ।। ફાલ્ગુન શુદિ બારશ દિને, મન. પાંચસેં મુનિવર સાથ; ।। મનડું. ।। અનશન કરી .એક માસનું. મન. મુકતે ગયા મલ્લિનાથ ।। મનડું. ।। ૭ ।। મુનિવર એક હજારસું, ।। મન. ।। મુનિસુવ્રત ભગવાન; ।। મનડું. ।। જેઠ વદી નવમી દિને, ।। મન. ।। પામ્યા પદ નિર્વાણ. ।। મનડું. ।। ૮ ।। નમિનાથ એકવીશમા, ।। મન. ।। સહસ મુનિ પરિવાર; ।। મનડું. ।। વૈશાખ વદી દશમી દિને; ।। મન. ।। પામ્યા પદ શ્રીકાર. ।। મનડું. ।। ૯ ।। શ્રાવણ શુદી આઠમ દિને, ।। મન. ।। તેંત્રીશ મુનિ ગુણમાલ; ।। મનડું. ।। પાસ પરમપદ પામીયા. ।। મન. ।। નમે રવિ ત્રણ કાલ. ।। મનડું. ।। ૧૦ ।।

॥ इति चतुर्थ पुष्पपूजा ॥

## પંચમ શ્રી આભરણ પૂજા.

### દોહા.

પરમાતમના પદ નમી, ગાવું ગિરિ ગિરનાર; શત્રુંજય તીરથ તણું, પંચમ ટુંકે ઉદાર. ।। ૧ ।। શાશ્વત એ

તીરથ કહ્યું, એક શત ધનુષ પ્રમાણ; જન્મ જરા દુઃખ વારવા, નમતા ભવિક સુજાણ. ॥ ૨ ॥ બાવીશમા જિનવરતણા, તીન કલ્યાણક જાણ; વ્રત ગ્રહી રાજેમતી. પામી ઉત્તમ ઠાણ. ॥ ૩ ॥

## ઢાલ–પાંચમી.

( અને હાંરે વ્હાલો વસે વિમલા ચલેરે–એ દેશી )

અને હાંરે રૈવતગિરિ રળીયામણોરે, જિહાં સમવસર્યા નેમનાથ, રૈવત. અ. દુર્ગતિ પડતા પ્રાણીયારે, દઇ દેશના કરતા સનાથ. ॥ રૈવત. ॥ ૧ ॥ અ. સંયમ કેવળ જ્યાં લહીરે, પામ્યા ભવજળનો પાર. ॥ રૈવત. ॥ અ. અનંત તીર્થંકર આવીયારે; તરિયા કેઇ મુનિ સંસાર. ॥ રૈવત. ॥ ૨ ॥ અ. તીરથ ભવજળ તારણોરે, ઇહને પરભવ સુખદાય; ॥ રૈવત. ॥ અ. અનંત જિનેશ્વર આવશેરે, અહીં સિદ્ધક્ષેત્ર જાણી સહાય; ॥ રૈવત. ॥ ૩ ॥ અ. નેમીશ્વર ભગવાનના રે, ઇહાં સિદ્ધા બંધવ આઠ; ॥ રૈવત ॥ અ. સત્યભામા રાણી રૂકમણીરે, આદિ હરિપટરાણી આઠ. ॥ રૈવત. ॥૪॥ અ. સપરિવારે અહીં સિદ્ધ થઇરે, લઇ નિજ ગુણ નાણ અનંત. ॥ રૈવત. ॥ અ. પાવન પુણ્યને કારણેરે, ઇહાં આવે બહુ ગુણવંત. ॥ રૈવત. ॥ ૫ ॥ અ. સદ્ગતિકારણ શુભમનારે, પ્રભુ પૂજે મન અલ્હાદ. ॥ રૈવત. ॥ અ. પુણ્યવિહુણા જે પ્રાણીયારે, નહિ બોલે તસ ગુણવાદ.

॥ રૈવત. ॥ ૬ ॥ અ. વિધિસહિત યાત્રા કરેરે, પ્રભુ આણા હૈયડે હજૂર; ॥ રૈવત. ॥ અ. પ્રદક્ષિણા દેઈ તેહનેરે, રવિ પ્રણમે આણી નૂર. ॥ રૈવત. ॥ ૭ ॥

॥ इति पंचम आभरण पूजा ॥

## ષષ્ઠ શ્રી અષ્ટમંગલ પૂજા.

### દોહા.

સહસ વરસના આઉખે, ત્રણસેં વર્ષ કુમાર; વર્ષ સાતસેં સંયમી, નિજપર તારણ હાર. ॥ ૧ ॥ શ્યામ વરણ તન શોભતું, બાવીશમા અરિહંત; અનંત મુનિ મુકતેં ગયા, કરી કર્મનો અંત. ॥ ૨ ॥

### ઢાલ—છઠ્ઠી.

( એ તીરથ તારૂ—એ દેશી. )

સોરઠ દેશમાં અતિશય સોહે, ધર્મીજન મન મોહેરે; એ તીરથ તારૂ ॥ તીરથ સ્પર્શે નિર્મલ કાયા, સમકિત શુદ્ધ નિપાયારે. ॥ એ તીરથ તારૂ. ॥ ૧ ॥ પ્રથમ આરે ઉંચાઈ જેની, છત્રીશ યોજન લીજેરે. ॥ એ તીરથ. ॥ વીશ અને સોલ બીજે ત્રીજે, ચોથે દશ પભણીજેરે. ॥ એ તીરથ. ॥ ॥ ૨ ॥ પાંચમે બે યોજનને છઠ્ઠે, એકસો ધનુષ પ્રમાણોરે. ॥ એ તીરથ ॥ નંદ ભદ્રને ગિરનાર બીજું, ત્રીજું સ્વર્ણગિરિ જાણોરે. ॥ એ તીરથ. ॥ ૩ ॥ રૈવતને ઉજ્જયંત પાંચમુ,

છઠું કૈલાસ વખાણોરે. ॥ એ તીરથ. ॥ ક્રમથી ષટ આરામાં નામો, જપતાં શુભ પરિણામોરે. ॥ એ તીરથ ॥ ૪ ॥ પૂરવ ભવના પાપ ખપાવે, મુક્તિ પદ સુખ પાવેરે. ॥ એ તીરથ ॥ કેવલનાણી નેમ જિણંદા, પદ પૂજે સુરઈંદારે. ॥ એ તીરથ ॥ ૫ ॥ ઉપદેશે કેઈ પ્રાણી તરિયા, ઉર્ધ્વગતિ અવતરિયારે. ॥ એ તીરથ. ॥ પાંચસેં છત્રીશ મુનિ પરિવારે, આવ્યા ગઢ ગિરનારેરે. ॥ એ તીરથ. ॥ ૬ ॥ માસ અષાડની ઉજ્વલ અષ્ટમી, દેવ રહી આકાશેરે. ॥ એ તીરથ. ॥ અનશન પાલી શિવપુર પહોતા, શોકમગ્ન સુર ભાસેરે. ॥ એ તીરથ ॥ ૭ ॥ ઉત્તમ અતિશય મહિમા જાણી, નમતાં દુષ્કૃત હાણીરે. એ તીરથ ॥ યક્ષ ગોમેધને અંબિકામાતા. વિઘ્ન હણી કરે સાતારે. ॥ એ તીરથ. ॥ ૮ ॥ સ્વર્ણ ગિરિ પ્રભુ દરિસન કીધા, પુણ્યે કારજ સીધારે. ॥ એ તીરથ ॥ રવિ નમે નિત વાર હજારો, નેમીશ્વર અવધારોરે. ॥ એ તીરથ. ॥ ૯ ॥

॥ इति षष्ठ अष्ट मंगल पूजा ॥

---

## સપ્તમ શ્રી ધૂપ પૂજા.

### દોહા.

ત્રિભુવન બંધવ બારમો, તારણ તરણ જહાજ; વાસુ પૂજ્ય મન વાલહો, સારે અર્થીકાજ. ॥૧॥ ચઉ નિક્ષેપે પૂ-

જતાં, ચઉ ગતિ દુઃખ હરનાર; ચઉ કષાય ચોકી ગઇ, નિત સેવે સુર ચાર. ॥૨॥

## ઢાલ—સાતમી.

( મહાવીર જિનેશ્વર ઉપદિશે—એ દેશી. )

ચંપા પુરી જિન વંદીયે, પામી નરભવ સારોરે; વાર વાર એ નવિ મળે, ઉત્તમ જન આધારોરે. ॥ ચંપા ॥૧॥ દક્ષિણ ભરત જંબૂદ્વીપે, મધ્યખંડ મનોહારોરે; ચાર કલ્યાણક ત્યાં થયા, નમતાં નરક નિવારોરે ॥ ચંપા. ॥૨॥ વસુપૂજ્ય નૃપ રાજીયો, જિનવર જનક સોભાગીરે; અંતિમ ભવ લહી આવીયા, સ્વર્ગતણા સુખ ત્યાગીરે. ॥ ચંપા ॥૩॥ જ્યેષ્ઠ શુદી નવમી દિને, જનની ઉર જિનરાયારે; ફાલ્ગુન કૃષ્ણા ચતુર્દશી, શુભ યોગે પ્રભુ જનમ્યારે ત્રસ સ્થાવર સુખીયા થયા, નરકે થયું અજવાલું રે, રક્ત વરણ તનુ શોભતું, દુઃખ હર દીન દયાલુરે. ॥ ચંપા. ॥૫॥ એક સહસ અડ લક્ષણો, અરિહંત અંગે બિરાજેરે; પ્રણમંતાં પાતક હરે ત્રિભુવનમાં ગુણ ગાજેરે. ॥ ચંપા. ॥ ૬ ॥ ચરણ સમય જાણી કરી, લોકાંતિક સુરવયણેરે; વરસીદાન દીયે પ્રભુ, ગ્રાહક પુણ્ય પ્રમાણેરે. ॥ ચંપા. ॥ ૭ ॥ અમાવાસ ફાલ્ગુન તણી, દીક્ષા ગ્રહે તિહું નાણીરે; તવ પ્રભુ ચઉનાણી થયા, દ્રવ્ય ભાવ ગુણ ખાણીરે. ॥ ચંપા. ॥ ૮ ॥ માઘ

શુદી દ્વિતીયા દિને; ચાર કર્મ કરે દૂરેરે; કેવલનાણ તવ ઉપનું, રવિ પ્રણમે ગુણ પૂરેરે. ॥ ચંપા ॥ ૯ ॥

॥ इति सप्तम धूप पूजा ॥

---

## અષ્ટમ શ્રી પુષ્પ માલા પૂજા.

### દોહા.

સંઘ ચતુર્વિધ થાપીને, ધર્મ કહે ચઉ ભેદ; ગણહર છાશઠ ગુણ ભર્યા, થયા તજી સહુ ખેદ. ॥ ૧ ॥ અવધે જાણી આવીયા, ચોસઠ સુરપતિ તામ; સમવસરણ રચના કરે, સિંહાસન ગુણ ગ્રામ. ॥ ૨ ॥

### ઢાલ—આઠમી.

( મન મોહનની દેશી—)

ચાર અતિશય સહજના, મન મોહન મેરે, ઓગણીશ દેવના કીધ, ॥ મન. ॥ એકાદશ કર્મનાશથી, ॥ મન. ॥ સમવાયાંગે પ્રસિદ્ધ ॥ મન, ॥ ૧ ॥ લોકાલોક પ્રકાશતા. ॥ મન. ॥ સર્વાકાશે પ્રદીપ. ॥ મન. ॥ ધર્મચક્ર આગલ ચલે. ॥ મન. ॥ સુર નર ઇંદ સમીપ. ॥ મન. ॥ ૨ ॥ કનક કમલ પગલાં ઠવે, ॥ મન. ॥ વાણી ગુણ પાંત્રીશ, ॥ મન. ॥ વિચરે ભવિકને તારવા, ॥ મન. ॥ નહિ દિલ રાગને રીશ. ॥ મન. ॥ ૩ ॥ ઇંદ્ર ધ્વજ આગલ ચલે, ॥ મન. ॥ યોજન સહસ પ્રમાણ; ॥ મન ॥ માર્ગે તરૂ

શિર નામતા; ॥ મન. ॥ અધોમુખ કંટક જાણ. ॥ મન. ॥-
॥ ૪ ॥ વૈર વિવર્જિત પ્રાણીયા, ॥ મન. ॥ હિંસક પણ
વહે આણ, ॥ મન. ॥ સહુ મન સંશય ભાંજતા; ॥ મન. ॥
॥ ૫ ॥ નમતાં કોડ કલ્યાણ. ॥ મન. ॥ કુસુમોદક વરસા-
વતા, ॥ મન ॥ ભવિકજનો કેઇ તારીયા, ॥ મન ॥. દેઇ
ઉપદેશ દાન. ॥ મન ॥ ૬ ॥ અવનીતલ પાવન કરે ॥મન.॥
વિચરી દેશ વિદેશે; ॥ મન. ॥ નિર્વાણ જાણી આવીયા,
॥ મન. ॥ ચંપાનયરી જિનેશ. ॥ મન. ॥ ૭ ॥ ષટ શત
મુનિવર સાથમાં, ॥ મન. ॥ ઉત્તમ અનશન કીધ; ॥મન॥
આશાડ ઉજવલ ચોદશે, ॥ મન. ॥ શિવ રમણી સુખ લીધ.
॥ મન. ॥ ૮ ॥ આધિ વ્યાધિ દૂરે કરી, ॥ મન. ॥ સુ-
ખીયા સાદિ અનંત; ॥ મન. ॥ રવિ પ્રણામે તસ ચરણને,
॥ મન. ॥ બારમા શ્રી અરિહંત. ॥ મન. ૯ ॥

॥ इति अष्टम पुष्पमाल पूजा ॥

## નવમ શ્રી વાસપૂજા.

### દોહા.

સિદ્ધારથ સુત વંદીયેં, ત્રિશલા માત મલ્હાર; શા-
સન નાયક સાહિબો, આશ્રિતજન આધાર. ॥ ૧ ॥ પૂજક
જન પાવન કરે, ચૂરે મન સંતાપ; આશા પૂરે અઘહરે,
કારક જિનગુણ જાપ. ॥ ૨ ॥ પૂરવ દિશિ પાવાપુરે, પા-

મ્યા પ્રભુ શિવધામ; સમરો જિન ચોવીશમો, નિરાકાર અભિરામ. ॥ ૩ ॥

## ઢાલ—નવમી.

( પ્રભુ પાસનું મુખડું જોવા—એ દેશી. )

સખી વીર વંદનને જાશું, ગુણ ત્રિશલા નંદન ગાશું; પદ પૂજીને પાવન થાશું, હવે પર મંદિર નવ જાશું. ॥ સખી. ॥ ૧ ॥ બહુ ભવ દુઃખ ભટકી આયો, પ્રભુ ચરણે સમતા પાયો; હવે સાર કરો પ્રભુ મોરી, મુજ દુર્ગતિ દૂર નિવારી. ॥ સખી. ॥ ૨ ॥ પ્રભુ ચરણ અંગુઠે ચપ્પો, મેરૂ મહીધર થરથર કંપ્યો; પ્રભુ બાલપણે બલવંતા, તીન જ્ઞાન સહિત ગુણવંતા. ॥ સખી. ॥ ૩ ॥ ત્રણ લોકમાં તુજ ગુણ ગાજે, તુજ નામ અનુપમ રાજે; સમ કર તનુ સમ પરિણામી, ગુણ ગાવે અંતરજામી. ॥ સખી. ॥ ૪ ॥ સંસારે રહે શિવગામી, તોય અંતર આતમરામી; પ્રભુ ભોગ કર્મક્ષય જાણી, સુણી લોકાંતિક સુર વાણી. ॥ સખી. ॥ ૫ ॥ દીયે વરસીદાન જિનદાની, થયા ચરણ લઈ ચઉજ્ઞાની; સહી ઉપસર્ગ પરિસહ ભારી, દુષ્ટ મોહની કર્મ નિવારી. ॥ સખી. ॥ ૬ ॥ શુકલ ધ્યાનનું તેજ જગાવે, ઘાતિ કર્મના મૂલ જલાવે; પામી કેવલ દર્શન જ્ઞાન, બાર પરખદામાં ભગવાન. ॥ સખી. ॥ ૭ ॥ કરે નાટક સુરપતિ રાગે, કર જોડી ઉભા આગે; આવી અપ્સરા આરતી ગાવે, કરી નૃત્ય

ને આનંદ પાવે. ॥ સખી. ॥ ૮ ॥ પાવાપુરી પધાર્યા સ્વામી, બહુજન જ્યાં સદ્ગતિ ગામી; અંતે અનશન તપ છઠ્ઠ છીની, સોલ પ્રહરની દેશના દીની. ॥ સખી. ॥ ૯ ॥ સર્વ કર્મ હણી સમકાલે, મૃત્યુ જન્મ જરા દુઃખ ટાલે; પદ્માસન પ્રભુ શિવપદ પામ્યા, શોકે સુર નરપતિ શિર નામ્યા. ॥ સખી. ॥ ૧૦ ॥ સેવો સુમતિ સતીના કંતા, અંતિમ જિન એ ભગવંતા; થયા નાથ નિરંજન દેવા, રવિ માગે ભવોભવ સેવા. ॥ સખી. ॥ ૧૧ ॥

॥ इति नवम वास पूजा. ॥

---

## દશમ શ્રી ધ્વજ પૂજા.

### દોહા.

બહોંતેર વર્ષના આઉખે, ત્રીશ વરસ ઘરવાસ; વર્ષ બેતાલીશ પાળીયો, સંયમ ગુણ આવાસ. ॥ ૧ ॥ ત્રીશ વર્ષ કેવલ લહી, વિચર્યા દેશ વિદેશ; સાઢા બાર વરસ લગી, મૌનપણે પરમેશ. ॥ ૨ ॥

### ઢાલ—દશમી,

( સોના રૂપાકે સોગટે—એ દેશી. )

પાવાપુરી પરમાતમા, નિત્ય વંદન કરીયે; શાસન નાયક પૂજતાં, સમતા ફળ વરીયે. ॥ પાવા. ॥ ૧ ॥ જલ મંદિર પ્રભુ વીરકા, નિરખત સુખ લહીયેં; નાગ દેખ ડરના

નહિ, નિશ્ચલ મન રહીયે. ॥ પાવા. ॥ ૨ ॥ અરિહંત આણુ અંગી કરી, ગુરૂમુખ હિત સુણીયે; દુર્ગુણથી ડરીયે સદા, પરગુણ નિત થુણીયે. ॥ પાવા. ॥ ૩ ॥ પ્રથમ ચોમાસે પ્રભુ રહ્યા, અસ્થિ ગ્રામ મઝારી; બીજું વાણીજ ગ્રામમાં, પ્રભુ પર ઉપકારી. ॥ પાવા. ॥ ૪ ॥ પંચ કર્યાં ચંપા પુરી, પૃષ્ટ ચંપા પંચ; ચઉદશ રાજગૃહે કર્યાં, લેઈ ધર્મનો સંચ. ॥ પાવા. ॥ ૫ ॥ વિશાલા નયરી વિશે, કર્યાં તીન ચોમાસા; ષટ મિથિલા નગરી વિશે, પૂરી ભવિ મન આશા. ॥ પાવા ॥ ૬ ॥ દોય ભદ્દિલપુર જાણીયે, સાવત્થીમાં એક; એક કીયો આલંભિયાં, ભવિ બૂઝ્યા અનેક. ॥ પાવા. ॥ ૭ ॥ એક અનારજ દેશમાં બહુલ કર્મ ખપાવા; એકઅપાપા જાણીયે, ભવિ ભવ દુઃખ હરવા. ॥ પાવા. ॥ ૮ હસ્તિપાલ નૃપ વિનતી, સુણી ચરમ ચોમાસું; પાવાપુરી મુકતે ગયા, તજી તનુઘર વાસું. ॥ પાવા. ॥ ૯ ॥ જસનામે સુર સંપદા, સુખ સઘલા પાવે; શાસન શિર વહી પ્રાણીયા, અજરામર થાવે. ॥ પાવા. ॥ ૧૦ ॥ પાપ ખપે પ્રભુ પૂજતાં, સમકિત શુદ્ધ થાય; સુખ શઘળા સંતોષમાં, લોભે લક્ષણ જાય. ॥ પાવા. ॥ ૧૧ ॥ ન્યાય માર્ગે નિત ચાલતાં, કદી શોચ ન હોવે; અંતર કપટી પ્રાણીયા, ઇહ પરભવ ખોવે. ॥ પાવા. ॥ ૧૨ ॥ અનંત ગુણી અરિહા તણી, જેહ આણ અખંડે; ત્રિશલાનંદન શાસને,

રવિતત્સપદ વંદે. ॥ પાવા. ॥ ૧૩ ॥

॥ इति दशम ध्वज पूजा.

---

## શ્રી કળશ.

### રાગ—ધનાશ્રી.

કીની કીનીરે પંચ તીરથ સ્તવના કીની. પ્રણમીજે નિત પંચ પરમેષ્ઠી, પંચ પ્રમાદ વિહીની; પંચાશ્રવ પરવારી સુણીયે, વીરાગમની વાની રે. ॥ પંચ તીરથ. ॥ ૧ ॥ સમિતિ પંચ સજ્ઝાય કરીજે, પંચાચાર પ્રવીની; પંચ મહાવ્રત નાણતણી નિત, ભાવે ભક્તિ કીનીરે. ॥ પંચ તીરથ. ॥ ૨ ॥ સમક્તિ પંચ ચારિત્ર આરાધો, પંચ વિષય કરી હાની; ઉત્તમ પંચ તીરથ ગુણ ગાવો, જિનવર મુનિ શિવ દાનીરે. ॥ પંચ તીરથ. ॥ ૩ ॥ તીરથ ભૂમી ફરસન કારણ, ગુણ નિર્મલતા કીની; પરમાતમ પૂજનથી પૂજક; પૂજ્ય સ્વભાવમેં લીનીરે. ॥ પંચ તીરથ. ॥ ૪ ॥ ઓગણીશસેં બહુંતેરે વરસે; કાર્તિક માસ સુદિની; કુંડનપુરમાં રહી ચોમાસુ, પ્રભુ ગુણ રચના કીની રે. ॥ પંચ તીરથ॥ ૫ ॥ વિધિ મારગ પ્રભુ પૂજન કરતાં, વીર શાસન જય કીની; રવિ પ્રણમે પ્રભુ રાગ રહિતને; આતમ દર્શન દાનીરે. ॥ પંચ તીરથ. ॥ ૬ ॥

॥ इति मुनि महाराज श्री रविचंद्रजी विरचित पंचतीर्थी पूजा॥

# મુનિ મહારાજશ્રી રવિચંદ્રજી કૃત.

## પંચ મહાવ્રત પૂજા.

---

### પ્રથમ મહાવ્રતે ન્હવણ પુજા.

#### દોહા.

પ્રથમ પ્રથમ પરમાતમા, અજિત અજિત ભગવંત; સંભવ સુખકર સેવીયે અભિનંદન અરિહંત. ॥ ૧ ॥ સુમતિ સુમતિકર સાહિબો, પદ્મપ્રભુ પ્રાણુમેશ; સમરણુથી સંકટ ટલે, શ્રીસુપાર્શ્વ જિનેશ. ॥ ૨ ॥ ચંદ્રાંકિત પદ પૂજીયે, સુવિધિથી સુવિધીશ; શીતલજિન સિદ્ધાતમા, શ્રીશ્રેયાંસ મુનીશ. ॥ ૩ ॥ વાસવ પૂજિત વરતનુ, દ્વાદશમો જિનરાજ; વિમલપ્રભુ વિમલાતમા, સાર્યાં નિજપરકાજ. ॥ ૪ ॥ અનંત ધર્મ જિન ગાવતાં, લહીયે અવિચલ વાસ; શાંતિ જિનેશ્વર સોલમો, કુંથુજિન ગુણુવાસ. ॥ ૫ ॥ દેવકી નંદન દુઃખહરૂ, અરચો શ્રી અરનાથ; મલ્લિપ્રભુ મન્મથ હણી, થયા નિર્વૃતિનાથ. ॥ ૬ ॥ મુનિસુવ્રત મનમાં વસે, નિજગુણુ દાયક દેવ; નમિનાથને વંદતાં જાય દુર્ગતિ ટેવ. ॥ ૭ ॥ શ્રી નેમિ સુરનર નમે, શ્યામ વરણુ શુભ કાય; શ્રીપાર્શ્વજિન પ્રણુમીયે, ત્રેવીશમો જિનરાય. ॥ ૮ ॥ રસના ફલ લેવા ભ-

ણી, યશ ગાવે સુરનાર; તે ત્રિશલાસુત પૂજીયે, તરવા ઇહ સંસાર. ॥ ૯ ॥ ચઉદહશત બાવન ભલા, પ્રણમું સવિ ગણધાર; સરસ્વતી માત સ્મરી કહુ, પંચ મહાવ્રત સાર. ॥ ૧૦ ॥ જિનવર ચક્રી આદરે, રામ નવે શિવ કાજ; અનંત મુનિ મુક્તિ વર્યા, તસ ગુણ ગાવું આજ. ॥ ૧૧ ॥

## ઢાલ—પહેલી.

(પ્રથન પૂરવ દિશે—એ દેશી.)

ચઉ કરમ ક્ષય કરી, કેવલ શ્રીવરી, ભાવ ત્રિલોકના જાણુતા એ. કોડી સુરપરિવર્યા, નિર્મળ ગુણભર્યા; કનકકમળે પ્રભુ પદ ઠવે એ. ॥ ૧ ॥ ભવિજન તારવા, ચઉગતિ વારવા; ભૂમિપર વિચરતા જગગુરૂએ. નયર ચંપાપુરે, સુગુણ ઉદ્યાનમાં; ત્રિગઢ રચના તિહાં સુર કરે એ. ॥ ૨ ॥ કનક સિંહાસને, દુરિત વિણાસણે; જ્ઞાતનંદન તિહાં રાજતાએ. દરિસણ કારણે, દુર્મતિ વારણે; સુખ ઇચ્છુ પ્રાણીયા સંચરે એ. ॥ ૩ ॥ આદરી શુભ મતિ, પૂજી ત્રિજગત્પતિ; વરજી આશાતના જિનતણીએ. ભવિયણ હિત ભણી, ધર્મ કહે જગ ધણી; ચઉપરે ચઉગતિ ચૂરવાએ. ॥ ૪ ॥ જીવ નવિ મારીયે. કુમત નિવારીયે; ત્રસ થાવર બિહું જિન કહે એ. પ્રાણિહિંસા થકી, પુણ્ય નાશે નકી; નરક સંતાપ બહુ લીજીયે એ. ॥ ૫ ॥ ધર્મ લક્ષણ દયા, સેવતાં જિન થયા; સોલમા શાંતિજિન નામિયે એ. ત્રિવિધ હિંસા તજી,

આદ્ય મહાવ્રત ભજી; સરિત કાંઠે મુનિવર તદ્દાએ. ॥ ૬ ॥ ભાવના શુભ ગ્રહી, પદ આરાધક લહી; આણુ જિનવરતણી શિરવહીએ; અભયદાને તર્યા, વિજયશ્રી બહુ વર્યા; રવિ તસ ધ્યાનમાં ભવ તરે એ. ॥ ૭ ॥

॥ इति प्रथम न्हवणपूजा ॥

---

## શ્રી પ્રથમ મહાવ્રતે દ્વિતીય વિલેપન પૂજા.

### દોહા.

આણુ વિચારી જિનતણી, ભૂમિ કરત વિહાર; તસ સેવા સમકિત દીયે, ઇણુ સંસારે સાર. ॥ ૧ ॥

### ઢાલ—બીજી.

( એ તીરથ તારૂ—એ દેશી. )

પ્રથમ મહાવ્રત ભાવના ભાવો, સિદ્ધારથ સુત ગાવોરે, મુનિવર શુભ ભાવે. ઉઠત બેસત જયણા પાળે, ચોગચપલતા ટાલેરે. ॥ મુનિ. ॥ ૧ ॥ સમતા ગુણમાં શિવ અભિલાષી, પરપરિણતિ ઉદાસીરે. ॥ મુનિ ॥ નિર્દોષ ચઉવિધ આહાર ગવેષી, ઉપયોગવંત વિશેષીરે. ॥ મુનિ ॥ ૨ ॥ પ્રકાશસ્થાને જંતુનિવારી, આહરે મુનિ ઉપગારીરે. ॥ મુનિ. ॥ પાત્રાદિક પ્રક્ષાલન કરતાં, પ્રાસુક ઠામે ધરતારે. મુનિ. ॥ ૩ ॥ સંયમયોગ સમાધે વરતે, શુભ કિરિયા ચિત ધરતે રે.

॥ મુનિ ॥ દુષ્ટ ચિત્તે દુઃકર્મ બંધાય, પ્રશ્નચંદ્ર મુનિરાયરે. ॥ મુનિ. ॥ ૪ ॥ પ્રાણુ વિનાશક વાણી ન બોલે, કોઈનું મર્મ ન ખોલેરે. ॥ મુનિ ॥ ઉચિત કરણી આગમ સાખે, બહુ ગુણ રવિ તસ દાખે રે. ॥ મુનિ. ॥ ૫ ॥

॥ इति द्वितीय विलपेन पूजा ॥



## શ્રી દ્વિતીય મહાવ્રતે તૃતીય પુષ્પ પૂજા.

### દોહા.

નિજ ગુણ દાતા દુઃખ હરે, શ્રીજિનવર પદ ધ્યાન; ધરતાં તસ પદ પૂજીયે, ભવ દરિયે શુભ યાન.

### ઢાલ—ત્રીજી.

( સહસાવન જઈ વસીયે ચાલોને સખી—એ દેશી. )

વીરકને જઇ વસીયે, ચાલોને સખી, વીરકને જઈ વસીયે. તાસ આણા શિર છત્ર ધરંતાં, તાપ અંતર સવિ નસિયે; જુઠા બોલા ભ્રષ્ટાચારી, તાસ વદન નવિ પસીયે. ॥ ચાલો. ॥ ૧ ॥ જૂઠી વાણી દુઃકૃત ખાણી, દુર્મતિહાકણુ દશિયે; પરમાધામીના દુઃખ મોટા નરકનિગોદે વસિયે. ॥ ચાલો ॥ ૨ ॥ સત્ય વચન બોલી હંસરાજા. સુરસેવા સુખ લહિયે; પૂર્વાપદ સવિ દૂર નિવારી, પરમાતમ ગુણ કહિયે. ॥ ચાલો. ॥ ૩ ॥ આસનથી વસુરાજા પડીયો, જૂઠ

વચનથી કહિયે; સપ્તમ નરકે તે જઇ પહોંચ્યો, દુઃકૃતથી દૂર રહિયે. ॥ ચાલો. ॥ ૪ ॥ ત્રિવિધ ત્રિવિધે અસત્ય નિ-વારી. આગમ વયણે વસિયે; બીજું મહાવ્રત મુનિવર ધારી શિવરમણીમુખ પસિયે. ॥ ચાલો. ॥ ૫ ॥ સત્ય પ્રરૂપે નિજ પર હિતમાં, પરનિંદા પરિહરિયે; શ્રી જિન ધર્મ વિજય રવિ વિકસે, આતમપદ અનુસરિયે. ॥ ચાલો. ॥ ૬ ॥

॥ इति तृतीय पुष्पपूजा. ॥

---

## શ્રી દ્વિતીય મહાવ્રતે ચતુર્થ વસ્ત્રપૂજા.

### દોહા.

બાહ્યાંતર નિર્મળ કરી, સદાચાર શણગાર; પૂજીજે પ-રમાતમા, ઉઠી નિત્ય સવાર. ॥ ૧ ॥

### ઢાલ—ચોથી.

( રાગ—સારંગ, રસિયાની દેશી. )

વીતરાગ વંદન વિધિસું કરી, સુણિયે સદ્દગુરૂવાણ; સુગુણનર. પંચ ભાવના શુદ્ધિ આદરો, બીજું મહાવ્રત જાણ. સુગુણ નર. સત્ય વિચારી થોડું બોલીયે. ॥ ૧ ॥ હાસ્યવચન નવિ આદર કીજીયે, હાસ્યથકી હોય હાણ; સુગુણ નર. કર્મ બંધ હોય પરદુઃખ ઉપજે. ભાંગે શ્રીજિન

આણુ. સુગુણુ નર. ॥ સત્ય. ॥ ૨ ॥ વાણુ વિચારી બોલે સંયમી વ્રતધારી નરનાર, સુગુણુ. અણુવિચારે આશ્રવ નીપજે, વૈર વધારણુ હાર. સુ. ॥ સત્ય. ॥ ૩ ॥ ક્રોધે જિમ તિમ લવતાં પ્રાણીયા, અનર્થકારી વાચ; સુ. શાંત સુધારસ ઝીલતં મુનિવરા, બોલે વયણા સાચ. સુ. ॥ સત્ય. ॥ ૪ ॥ લોભ થકી સુલક્ષણ પરહરે, તસ વચને હોય પાપ. સુ. લોભરહિત શુભ બોલે સુવ્રતી, તારે પરને આપ. સુ. ॥ સત્ય. ॥ ૫ ॥ વરજિત સત્પ ભુયે સ્થિર આતમા અદીન સૂધા સાધ; સુ. રસના પાવન મધુરી વાણીયે, નિર્ભય સ્થળ આરાધ. સુ. ॥ સત્ય. ॥ ૬ ॥ તસ પદ નમતાં સેવા આદરો કપટ રહિત લહી ભાવ. સુ. અર્બુદ સુરસંપદ પામીયે અવિનાશી પુર દાવ. સુ. સત્ય. ॥ ૭ ॥

॥ इति चतुर्थ वस्त्रपूजा ॥

## શ્રી તૃતીય મહાવ્રતે પંચમ આભરણ પૂજા.

### દોહા.

પર આશા અંધે પડયા. પામે દુઃખ અસરાલ; આશા નિજ વશ કીજીયે, જેમ છૂટે ભવજાલ. ॥ ૧ ॥

### ઢાલ—પાંચમી.

( ઋષભ જિણંદસું પ્રીતડી—એ દેશી. )

અદત ન લીજે પ્રાણીયા, મન મંદિર હો ધરી સદ્-

ગુરૂ શીખ; પૂર્વ પુણ્ય શવિક્ષય હોવે, વળી માગે હોતે નિ-શદિન ભીખ. ॥ ત્રીજું મહાવ્રત ચિત્ત ધરો. ॥ ૧ ॥ પર આશા ભંગ નીપજે, ચોરી કરતાં હો જગ અપયશ વાસ અનરથકારી આ ભવે, રાજદંડે હો કુળ કીરતિ નાશ. ॥ ત્રીજું મહા. ॥ ૨ ॥ પરભવ પરમાધામીને, વશ પડશે હો નહિ શરણું કોય; અનૃત રહે તસ આંગણે, તસ રાગી હો નિત્ય દુર્ગતિ હોય. ॥ ત્રીજું મહા. ॥ ૩ ॥ મૈત્રી ધર્મ ન આદરે, તસ્કર ઘર હો નહિ કરૂણા વાસ; તસ સંગે દુઃખ પામીયે, વળી નાશે હો નિજ સુકૃતરાશ. ॥ ત્રીજું મહા. ॥ ૪ ॥ અદત્ત કહ્યું ચઉ ભેદથી, તીર્થંકર હો ગુરૂ સ્વામી જીવ; ત્રિકરણ યોગે પરિહરે, મુનિવરજી હો જિનધર્મ સદૈવ ત્રીજું મહા ॥ ૫ ॥ ભાવધર્મ ભવિ આગળે નિત્ય કહેતાં હો અપવર્ગ ઉપાય. વિજયવંત જિ-નશાસને, રવિચંદ્રમા હો નમી તસ ગુણ ગાય. ત્રીજું ॥ મહા. ॥ ૬ ॥

॥ इति पंचम आभरण पूजा ॥

---

## શ્રી તૃતીય મહાવ્રતે ષષ્ઠ અષ્ટ મંગલ પૂજા.

### દોહા.

ધર્મરાયની આણમાં વસિયે થઈ નિશંક; મોહરાય મદ તોડીયે, લહી સમભાવ નજીક. ॥ ૧ ॥

ઢાલ–છઠ્ઠી.

( હો સુંદર તપ સરિખો જગ કો નહિ—એ દેશી. )

નિર્દૂષણ ભિક્ષા ચરે, મુનિવર શુભ પરિણામ હો સુમતિ; દાયક આગળ યાચના, આપ કરે અભિરામ હો સુમતિ. ॥ ૧ ॥ એષણા સમિતિ આદરો, દોષ બેતાલીશ ટાલ હો સુમતિ; કલહ સંયોગે નવિ લીયે, ઉત્તમ ગુણ મણિમાલ હો° સુ. ॥ એ. ॥ ૨ ॥ વસતિ દાતા અનુમતિ, તૃણાદિક લીયે સાધ હો. સુ. આજ્ઞા વિણ નવિ આદરે, શ્રીજિનવ ચનારાધ. હો. સુ. ॥ એ. ॥ ૩ ॥ ગ્લાનાદિક તનુ કારણે, મલાદિક પરિહાર; સુ. સ્થાનાભિદાયક તણી, આજ્ઞાલીયે બહુ વાર. હો. સુ. ॥ એ. ॥ ૪ ॥ ગુરૂ આણ્યા આગળ કરી આલોવે અતિચાર, હો સુ. સંયમ તરૂવાર સિંચવાં, દૂષણ વિણ કરે આહાર. હો સુ, ॥ એ. ॥ ૫ ॥ માસ કલ્પાદિક આદરી, સમધરમી જિહાં હોય; હો સુ. તસ અનુમતિ વિણ નવિ રહે, અન્ય મુનિ તિહાં કોય. હો સુ. ॥ એ. ॥ ૬ ॥ શમ દમ ગુણ મણિ આગલા, આણ ધરે અરિહંત, હો સુ. પરભાતે પદ પૂજીયે, રવિ કહે તે ગુણવંત. હો સુ. ॥ એ-ષણા. ॥ ૭ ॥

॥ इति षष्ठ अष्ट मंगल पूजा ॥

# શ્રી ચતુર્થ મહાવ્રતે સપ્તમી ધૂપ પૂજા.

## દોહા.

કેશર ચંદન ચરચીયેં, ત્રિશલાનંદ શરીર; ભાવના અડગે ભેદીયેં, પૂર્વ કર્મ જંજીર. ॥ ૧ ॥

## ઢાલ—સાતમી.

( સુવિધિ જિણેસર પાય નમીને—એ દેશી. )

બ્રહ્મચારી ભગવંત નમીને, શીલ પાલો પુણ્યવાનરે; અંગમાં ઉત્તમ મસ્તક વ્રતમા, બ્રહ્મવ્રત કહે ભગવાનરે; ॥ બ્રહ્મચારી ભગવંત. ॥ ૧ ॥ એ વ્રતથી જગમાં યશ બહુલો, સુરપદ શિવપદ સારરે; કષ્ટ ટળે ઈહ ભવ પરભવના, ઉતારે ભવપારરે. ॥ બ્રહ્મચારી. ॥ ૨ ॥ એહથી સાધુ શ્રાવક ગુણમાં, એથી જિન અરિહંતરે; ગણધર ગુણધર પાઠક એહથી, એહ વિણ નહિ કોઈ સંતરે. ॥ બ્રહ્મચારી. ॥ ૩ ॥ શીલ પ્રભાવે શૂલી ફીટી, કીધ સિંહાસન દેવારે; શેઠ સુદર્શનના ગુણ ગાવે; પરમાતમપદ લેવારે. ॥ બ્રહ્મચારી. ॥ ૪ ॥ શીલવ્રતી સમ નહિ જગ ઉત્તમ, ઇમ ભાખે મુનિતાતરે; સોલ સતી જગમાં યશ પામી, નમીયેં ઉઠી પ્રભાતરે ॥ બ્રહ્મચારી. ॥ ૫ ॥ કઇયો કીચક પદ્મોત્તર વળી, મણિરથ રાવણ ભૂપરે; કીર્તિ ગઇ પરદારા સંગે, નરક ગયા દુઃખ કૂપરે. ॥ બ્રહ્મચારી. ॥ ૬ ॥ ત્રિકરણ શુદ્ધે બ્ર-

હ્મવ્રત પાલે, મુનિ શુભ મન વચ કાયરે; સ્થૂલિભદ્ર જં-બૂમુનિ નમતાં રવિ કહે ભવ દુઃખજાયરે. ॥ બ્રહ્મચારી. ॥ ૭ ॥

॥ इति सप्तम धूप पूजा ॥

---

## શ્રી ચતુર્થ મહાવ્રતે અષ્ટમી પુષ્પમાળ પૂજા.

### દોહા.

હરિ સંશય હરવા ભણી, ચંપ્યો અમરગિરીંદ; તે સમરો શુભ કારણે, ચોવીશમો જિનચંદ. ॥ ૧ ॥

ઢાલ—આઠમી. ( રાગ—ભરથરીનો. )

શીલયતન કરી રાખીયેં, શાશ્વત તનુ શણગારજી; તપ જપ કિરિયા ગુણ સવિ, વિણ શીલે નહિ સારજી. ॥ શીલ. ॥ ૧ ॥ બલિષ્ઠ મધુરરસ નવિલીયે, વિગઈ આ-હાર નિવારજી; બલપુષ્ટિ અતિજેહથી, જાગે ચિત્તમાં મારજી. ॥ શીલ. ॥ ૨ ॥ સ્નાન વિલેપન કુસુમને, હેમ ભૂષણ સારજી; અંગે શોભા ન આચરે, શીલ વ્રત ધરનારજી. ॥ શીલ. ॥ ૩ ॥ અંગોપાંગ ન નિરખીયેં, લલનારૂપ રસાલજી; મન બગડે મુનિવરતણું, જોતાં તસપદ ચાલજી. ॥ શીલ. ॥ ૪ ॥ શયનાસન મહિલાતણા, સેવે નહિ સુખખાણજી; પ્રમદા પરિચય કીજતાં, હોવે બ્રહ્મવ્રત હાણજી. ॥ શીલ. ॥ ૫ ॥

વનિતા વર્ણન નવિ કરે, કામ ક્રીડાદિ વિચારજી; સમરણ કરતાં સુંદરી, પ્રગટે વિષય વિકારજી. ॥ શીલ. ॥ ૬ ॥ શીલ સલીલના સ્નાનથી, પાતકમલ કરે દૂરજી; તસપદકજ મધુકર રવિ, વંદે ભાવહજૂરજી. ॥ શીલ. ॥ ૭ ॥

॥ इति अष्टमी पुष्पमाळ पूजा ॥

---

## શ્રી પંચમ મહાવ્રતે નવમી વાસપૂજા.

### દોહા.

જયણા કરીયે જીવની, હરિયે પરપરિતાપ; ચોગ ચપલતા વારીને, કરિયે જિનવર જાપ. ॥ ૧ ॥

### ઢાલ—નવમી.

( સલૂણાની દેશી. )

શરણ ગ્રહી વીતરાગનું રે, આરાધો તસ આણ; ॥ સદાઈ. ॥ ઈચ્છા અધિક નિવારિયેરે, કરિ પરિગ્રહ પરિમાણ. ॥ સદાઈ શરણ. ॥ ૧ ॥ તૃષ્ણાતરૂણી સંગમાંરે, વેઠયાં દુઃખ બહુ કાલ; સદાઇ. ભવોભવ ધન ભેળું કરીરે, મૂકી આવ્યો મચ્છરાલ. ॥ સ. શ. ॥ ૨ ॥ ખરચ્યું અનર્થે તેહનેરે, અશુભ આવે નિજ પાસ; સ. નરકે ભમ્યો બહુ તેહથીરે, પરમાધામી આવાસ. ॥ સ. શ. ॥ ૩ ॥ સાગર સાગરમાં પડયોરે, પામ્યો દુર્ગતિ વાસ; સ. મમ્મણ નરક સિધાવી-

ચોરે, માનવભવ કરી નાશ. ॥ સ. શ. ॥ ૪ ॥ કુડ કપટ ધન કારણેરે, કરતો બહુ છળભેદ; સ. કલહ કરાવે બાંધવેરે, ઉપજાવે બહુ ખેદ. ॥ સ. શ. ॥ ૫ ॥ દ્રવ્ય ભાવે પરિગ્રહ કહ્યો રે, નવ ને ચોદ પ્રકાર; સ. સર્વ થકી દૂરે તજેરે, મુનિવર ગુણભંડાર. ॥ સ. શ. ॥ ૬ ॥ નવ કોટી પચ્ચખાણથીરે, સાધે આતમકાજ; સ. નમીયે નિત કર જોડીનેરે, રવિચંદ્ર મહારાજ. ॥ સ. શ. ॥ ૭ ॥

॥ इति नवमी वासपूजा.

---

## શ્રીપંચમ મહાવ્રત દશમી ધ્વજપૂજા.

### દોહા.

દાન શીલ તપ ભાવના, મોક્ષપુરી ચઉ બાર; ચરમ પ્રભુ ઉપદેશતા, ઇણ સંસારે સાર. ॥ ૧ ॥

ઢાલ—દશમી. રાગ પીલુ.

સિદ્ધારથ સુત વંદન કીજે, દાન અભય ષટકાયને દીજે; સિદ્ધા. પરગુણ બોલી તાપ નિવારો, ગુરૂ મુખ આગમ વચણ વિચારો. ॥ સિદ્ધા. ॥ ૧ ॥ પૂરવકૃત નિજ દોષ વિમાસી, પરઅપરાધે રહીયે ઉદાસી. ॥ સિદ્ધા. ॥ ૨ ॥ મુક્તભાવ મનમઠ સ્થાપીજે, દુઃખદાયક અરિ દૂર કરીજે. ॥ સિદ્ધા. ॥ ૩ ॥ શબ્દરૂપ રસ ગંધ નિવારી, પંચ વિષય એ દુર્ગતિકારી. ॥ સિદ્ધા. ॥ ૪ ॥ પંચેદ્રિય વશ પડીયો

પ્રાણી, બહુ દુઃખ લેશે ઈમ કહે નાણી. ॥ સિદ્ધા. ॥ ૫ ॥ પંચ વિષય તજી ભાવના ભાવે, ભવદરિયે બેસી સંયમનાવે ॥ સિદ્ધા. ॥ ૬ ॥ કંચન કામિની ચિત્ત નવિ ધ્યાવે તે મુનિ શિવપુર મહેલે સિધાવે. ॥ સિદ્ધા. ॥ ૭ ॥ રવિચંદ્ર પ્રભુ આણા પાલી, શ્રીજિન ધર્મે નિત્ય દિવાલી. ॥ સિદ્ધા. ॥૮॥

॥ इति दशमी ध्वजपूजा ॥

## શ્રી કળશ.

ગાયો ગાયોરે જિનશાસન નાયક ગાયો, પતિત ઉદ્ધારણ બિરૂદ ધરાવણ; ત્રિભુવન તિલક કહાયો, પરમાતમ પરમેશ દયાલુ; અંતિમ અરિહંત રાયોરે. ॥ જિનશાસન. ॥ ૧ ॥ પંચ મહાવ્રત દઇ મુનિજનને, શિવપુર પંથ બતાયો. મૂલોત્તરગુણ ચરણ આરાધી, સ્વર્ગ મુક્તિ પદ પાયોરે. ॥ જિનશાસન. ॥ ૨ ॥ વીર પટોધર સ્વામી સુધર્મા, જંબુ પ્રભુથી ગાયો; આર્ય રક્ષિત સૂરિરાજ કરંતા, વિધિ પક્ષ ગચ્છ કહાયો રે. ॥ જિનશાસન. ॥ ૩ ॥ જયસિંહ સૂરિથી પાટ પરંપર, ગુણ નિધાન ગુરૂરાયો. ધર્મ મૂર્તિ સૂરિ કલ્યાણ સાગર; અર્હંત ધર્મ દીપાયો રે. ॥ જિનશાસન. ॥ ૪ ॥ શિષ્ય પરંપર સંપ્રતિકાલે, જિનેંદ્ર સાગર સૂરિરાયો; સાભરાઈ ગામે રહીને ચોમાસું, એહ અધિકાર બનાયો રે. ॥ જિનશાસન. ॥ ૫ ॥ હિમાંશુ સંઘ ધ્યાન સુલોચન,

(૨૪૪૧) વીર નિર્વાણથી ગાયો; રસના પાવન મુનિગુણ ગાતાં, રવિ મન અતિ ઉલ્લસાયો રે. ॥ જિનશાસન. ॥૬॥

॥इति मुनि महाराजश्री रविचंद्रजी विरचित पंचमहाव्रत पूजा॥

## ॥ મુનિ મહારાજશ્રી રવિચંદ્રજી વિરચિત

## વીશસ્થાનકની પૂજા.

### પ્રથમ શ્રી અરિહંત પદ પૂજા.

#### દોહા.

આદિ જિનેશ સમોસર્યા, પૂર્વ નવાણુ વાર; મહિમા ત્રિભુવન ગાજતો, સિદ્ધાચલ સુખકાર. ॥ ૧ ॥ શિવા દેવી સુત વંદીયે, ચઢિ ગિરિ શ્રી ગિરનાર; વીશે પ્રભુ વંદન કરો, સમેત શિખર શ્રી કાર. ॥ ૨ ॥ ત્રિશલા સુત નિત પ્રણમીયે, વૈભાર ગિરિ ગુણવંત; પાવા ચંપા ચિત્ત ધરો, દ્વાદશમો અરિહંત. ॥ ૩ ॥ આબૂ અષ્ટાપદ ગિરિ, શંખેસર સુખકાર; સદ્ગુરૂ તદ પંકજ નમું, તારણ ઇણ સંસાર. ॥ ૪ ॥ છઠ્ઠે અંગે આવસ્યકે, સ્થાનક વીશ ઉદાર; વિધિ સહિત આરાધતાં, તીર્થંકર પદ ધાર. ॥ ૫ ॥ તપ જપ

કિરિયા બહુ વિધિ, દાખી સૂત્ર મઝાર; પણ નહિ એ તપ સારિખી, કરણી અવર ઉદાર. ॥ ૬ ॥ ભૂત ભવિષ્ય તણા અને, વર્ત્તમાન ભગવંત; વીશ સ્થાન તપ આદરી, થાયે શાસન કંત. ॥ ૭ ॥ ચઢતે ભાવે ધ્યાઇએ, પૂજા અષ્ટ પ્રકાર; પંચ સત્તર ઇગવીશથી, પૂજંતાં દુઃખપાર. ॥ ૮ ॥ વીશ સ્થાનક પૂજા રચું, નિજ પરને હિતકાર; પ્રથમ તિહાં અરિહંતનમું, તરવા આ સંસાર. ॥ ૯ ॥

ઢાલ—પહેલી. રાગ—દેશાખ.

સકલ સુખદાયકં, અમર પદ લાયકં, નાયકં સકલ જગદેવ ભૂપં; અરતિ નિવારકં, નિજ સત્તા ધારકં, અસુર સુર સર્વથી અનુપ રૂપં. ॥ ૧ ॥ નાણુ કેવલ ધરં, ચરણુ પંચમ વરં, ધારકં વચન પાંત્રીશ રમ્યં; કર્મ ચઉ નાશકં, ત્રિભુવન ભાષકં, દુર્ગતિ હારકં, દેવરાજં. ॥ ૨ ॥ તૃતીય આતમ ધણી, સકલ આપદ હણી, જન્મ મૃત્યુ જરા દુઃખ પારં; પર પરિણુતિ તજી, સુમતિ રમણી ભજી, વારકં મોહ સુત મદન ચારં. ॥ ૩ ॥ બાર ગુણુ ધારકં, ભવિક જન તારકં, પરમ અરિહંત, તસ નામ લીજે; નાથ શિવ સાર્થવા, જગતના બાંધવા, પૂજતાં જડ મતિ દૂર કીજે. ॥ ૪ ॥ શ્રાદ્ધ દેવ પાલને, ભૂપ શુભ શ્રેણિકે, તીર્થ પતિ નામનો, બંધ કીનો; નિશિ દિન ધ્યાવતાં, પ્રભુ ગુણુ ગાવતાં, સૂર્ય શશિ સંત, સમભાવ લીનો. ॥ ૫ ॥

॥ इति प्रथम अरिहंत पद पूजा ॥

# શ્રી દ્વિતીય સિદ્ધ પદ પૂજા.

## દોહા.

અષ્ટ કરમ અલગા કરી, નિર્મળ નાણુ ધરંત; તનુ ત્રિભાગને પરહરી, ઘન અવગાહન વંત. ॥ ૧ ॥ સહજ ઉર્ધ્વ ગતિ ગમનથી, લોક શિરે જસ ઠાણુ; સિદ્ધ નિરંજનને નમો, અજર અમર ગુણુ ખાણુ. ॥ ૨ ॥

## ઢાલ–બીજી.

( તેજે તરણાથી વડો રે–એ દેશી. )

સિદ્ધ સદા મન ધ્યાઈએરે, બીજે પદે ભગવંત, કર્મ નહિ કાયા નહિ રે, અવિનાશી ગુણવંત હો; જિનજી, મુજ મન–મંદિર આવજો રે, રાગ દ્વેષ રિપુ વારજો રે, તારજો તારણહાર. ॥ ૧ ॥ અરિહા પણ ગુણ વર્ણવે રે, શાશ્વત જસ સુખ વાસ, સુરનર મુનિવર વ્રત ધરારે, તે પદ વરવા આશ હો. જિનજી મુજ. રાગ તાર. ॥ ૨ ॥ રોકી ચઉ ગતિ ચોરટી રે, વરિયા પદ મહાનંદ; રમતા નિજ ગુણ ચરણમાં રે, છોડી સઘળા ફંદ. હો જિન. મુજ. રાગ. તાર. ॥ ૩ ॥ બોલે નહિ ચાલે નહિ રે, હર્ષ ધરે નહિ ખેદ; પરમ સમાધિ ભાવમાં રે, નાશ ગયા ત્રિક વેદ હો. જિન. મુજ. રાગ. તાર. ॥ ૪ ॥ પન્નર ભેદે સિદ્ધ થયા રે, ગુણ એકત્રીશ પ્રગટાય; તીન લોક ત્રણ કાલના રે, સર્વે ભાવ

જણાય હો. જિન. મુજ. રાગ. તાર. ॥ ૫ ॥ ક્ષાયિક ભાવે ગુણ સર્વે રે, આતમ શક્તિ અનંત; અક્ષય સ્થિતિ પદ પામીયા રે, પ્રણમે શ્રદ્ધાવંત હો. જિન. મુજ. રાગ. તાર. ॥ ૬ ॥ ગણધર પુંડરિક પાંડવા રે, હસ્તિપાલ મુનિરાય; ઇત્યાદિક નિજ ગુણ વર્યા રે, રવિ શશી ગુણ ગાય હો. જિન. મુજ. રાગ. તાર. ॥ ૭ ॥

॥ इति द्वितीय सिद्धपद पूजा ॥

---

## શ્રી તૃતીય પ્રવચન પદ પૂજા.

### દોહા.

પ્રવચન પદ ત્રીજું નમોં, જૈનધર્મનો સાર; પ્રવચનથી સહુ પ્રાણીઆ, પામે ભવનો પાર. ॥ ૧ ॥ પ્રવચનથી પ્રભુતા વધે, નાશે તિમિર અનાણ; ક્રિયા સફલ એથી હુવે, પૂજો પ્રવચન જાણ. ॥ ૨ ॥

### ઢાલ—ત્રીજી.

( મન મોહનમેરે—એ દેશી. )

પ્રવચન પદ આરાધીયેં, મન મોહનમેરે; શ્રી જિન ભાષિત સાર. મનમોહન. એ પદ મહિમા બહુ સુણ્યો. ॥ મન. ॥ સુકૃત સૂત્ર આધાર, ॥ મન. ॥ ૧ ॥ પ્રથમ દેશના અવસરે, ॥ મન. ॥ શમવસરણ મઝાર. ॥ મન. ॥

અરિહા પણ નમે તીર્થને, ॥ મન. ॥ જાણી તસ ઉપકાર. ॥ મન ॥ ૨ ॥ જૈન દર્શન સંઘ જાણીયે, ॥ મન. ॥ પ્રવચન પરમ પવિત્ર; ॥ મન; ॥ સંઘ ભક્તિથી સુખ વર્યો, ॥ મન. ॥ સુણીયે ભરત ચરિત્ર. ॥ મન. ॥ ૩ ॥ ગુણી જન સઘળા એહમાં, ॥ મન. ॥ ભાવ રત્ન ભંડાર; ॥મન॥ તીર્થંકર પદ પામીયા, ॥ મન. ॥ સંભવ જિન સુખકાર. ॥ મન. ॥ ૪ ॥ જિનમત ધર્મ દીપાવવા, ॥ મન. ॥ ચઉવિહ સંઘ સહાય; ॥ મન. ॥ જ્ઞાનદાનથી પોષીયે, ॥મન॥ કરતાં સર્વ ઉપાય. ॥ મન. ॥ એ પદથી સુખ સંપદા, ॥ મન ॥ ઇહ પરભવ લહે લીલ; ॥ મન. ॥ કર્મ નિકાચિત ઉપશમે, ॥ મન. ॥ સમકિત નિર્મળ શીલ. ॥ મન. ॥ ૭ ॥ સમુચિત જાણી આદરો, ॥ મન. ॥ સપ્ત ક્ષેત્ર શુભ ઠામ; ॥ મન. ॥ રવિ શશી સુખ કારણે. ॥ મન. ॥ જપીયે અરિહંત નામ. ॥ મન. ॥ ૭ ॥

॥ इति तृतीय प्रवचन पद पूजा. ॥

---

## શ્રી ચતુર્થ આચાર્ય પદ પૂજા.

### દોહા.

સૂરીશ્વર ગચ્છ નાયકા, ચોથે પદ સુખકાર, પ્રાણીજે પાવન મને પતિત ઉદ્ધારણ હાર. ॥ ૧ ॥ સારણ વારણ

કારકા, સંઘ સકલ શિરદાર; ધારે ગુણ છત્રીશને, કરવા પર ઉપકાર. ॥ ૨ ॥

## ઢાલ—ચોથી.

( સાહિબ શિવ વસિયા—એ દેશી. )

આચારજ આચારનારે. દાયક નાયક જેહ ગુણી જન વંદીયે, જિનમત રથ શુભ સારથીરે શુભ મારગ ગુણગેહ. ॥ ગુણીજન. ॥ ૧ ॥ ષટ પંચાશત સંપદારે, વરતે આપ હજૂર; ॥ ગુણી. ॥ મેંઢી સમજિન શાસનેરે, તેજેં જિમ જગસૂર. ॥ ગુણી. ॥ ૨ ॥ છત્રીશ છત્રીશે ગુણે રે, બાર સેં છન્નુ હોય; ગુણી. હોય સહસ ચઉ ચુગ પરધાનો, ત્રેવીશ ઉદયે જોય. ॥ ગુણી. ॥ ૩ ॥ ગુણ ચતુર્દશ પઠિ રૂવાદિક, ભાવના બાર ઉદાર; ॥ ગુણી. ॥ દશ ભેદે મુનિધર્મ સંભાળે, જીવનપર ઉપકાર ॥ ગુણી. ॥ ૪ ॥ બોધ દીયે બહુ લક્ષણવંત, દ્વિભેદે જિન ધર્મ; ॥ ગુણી. ॥ દાન શીલ તપ ભાવે કરીયે, વરીયે શિવ સુખ શર્મ. ॥ ગુણી. ॥ ॥ ૫ ॥ દ્રવ્ય ક્ષેત્ર ગુણ કાલ વિચારી, ભાવ સહિત ભગવંત; ॥ ગુણી. ॥ ચોગ્યતા જાણી શિક્ષણ આપે, આણા શ્રી અરિહંત. ॥ ગુણી. ॥ ૬ ॥ સ્વામી સુધર્મા જંબૂ પ્રમુખો, ભદ્ર બાહુ સૂરીશ. ॥ ગુણી. ॥ દુપ્પસહ લગે એ ગુણધારી, રવિ પ્રણમે નિશદીસ. ॥ ગુણી. ॥ ૭ ॥

॥ इति चतुर्थ आचार्य पद पूजा ॥

## શ્રી પંચમ સ્થવિર પદ પુજા.

### દોહા.

સ્થિર ભાવે સ્થવિરાં ભલા, મન વચ કાય સુજાણ. વિષય કષાય નિવારતા, નમતાં હોય કલ્યાણ. ॥ ૧ ॥ અસ્થિરને પણ સ્થિર કરે, આપી બોધ વિચાર; દુર્ગતિ પડતા, જીવને જેહ પ્રબલ આધાર. ॥ ૨ ॥

### ઢાલ—પાંચમી.

( સલુણાના દેશી. )

સ્થિવિર નમો સ્થિર આતમા રે, પંચમ પદ શુભ ભાવ; સલુણા. સ્થિર નાણી સમતા નિધિરે, ભવ દરિયે શુભ નાવ. સલુણા. સ્થિવિર. ॥ ૧ ॥ વય વ્રત ને શ્રુત ધારકારે, ત્રિવિધ સ્થિવિ મહારાય; સલુણા. સાઠ વરસ વયથી ગણો રે વીશ વરસ પર્યાય. સલુણા. સ્થિવિ. ॥ ૨ ॥ સૂત્ર સમવાયાંગ ધારતા રે, શ્રુત સ્થિવિર ગુણવંત; સલુણા. રમણ કરે નિજરૂપમાં રે, સુમતિ સુરમણી કંત. સલુણા; સ્થિવિર. ॥ ૩ ॥ ઠાણાંગે દશ સ્થિવિરા કહ્યા રે, નાણ ચરણ ગુણધામ. સલુણા નિજ પરબોધે આતમા રે, અંતર આતમરામ. સલુણા. સ્થિવિર. ॥ ૪ ॥ ચિત્ત ચૂકયા સાહુ સાહુણી રે, સમસરણ મજાર; સલુણા. બોધી પ્રભુએ સ્થિર કર્યો રે, કામદેવ. અધિકાર. ॥ સલુણા. ॥ સ્થિવિર. ॥ સંયમ યોગે સ્થિર કર્યોરે, અતિમુકત મેઘ મુણિંદ; ॥ સલુણા. ॥ નિ-

નિષ્કારણ ઉપકારીયારે, શીતલ ગુણ જેમચંદ ॥ સલુણા. ॥ ॥ સ્થિવિર. ॥ ૬ ॥ શુભ વ્રતધર ગુણી જાણુનેરે, નહિ બહુ પાંડુરા કેશ; ॥ સલુણા. ॥ પદ્મોત્તર એ પદ નમીરે; રવિચંદ્ર પરમેશ. ॥ સલુણા. ॥ સ્થિવિર. ॥ ૭ ॥

॥ इति पंचम स्थविर पद पूजा ॥



## શ્રી ષષ્ઠ ઉપાધ્યાય પદ પૂજા.

વાચક પદ વિનયે નમો, સૂત્ર અરથના જાણ; નાણરયણ ભવિજીવને, આપી કરત સુજાણ. ॥ ૧ ॥ દ્વાદશ અંગ સજઝાયના, કારક સુગુણ નિધાન; ઉપાધ્યાય પદ પૂજીયે, કરતાં તસ ગુણગાન. ॥ ૨ ॥

ઢાલ—છઠ્ઠી.

( જુમખડાની દેશી. )

છઠ્ઠે પદે પાઠક પ્રણમીજે, નિર્દૂષણ નિર્ગ્રંથ; ॥ સુમતિકો કંત નમો. ॥ દ્રવ્ય વિના ધનવંત કહાવે ઉપદેશે શિવપંથ. ॥ સુમતિ. ॥ ૧ ॥ સકલાગમના જાણ કહાવે, ભણે ભણાવે નાણ; સુમતિ. અવગુણ શિષ્યના ચૌદ નિવારી, પન્નર ગુણ કરે જાણ. ॥ સુમતિ. ॥ ૨ ॥ નવ નવ અર્થ કરે સવિશ્રુતના, સ્યાદ્વાદ સમજાય; સુમતિ. મૂરખને પંડિત નિપજાવે, આપી નિજ ગુણ ન્યાય. ॥ સુમતિ. ॥ ૩ ॥

પંચાનન હય ગય વૃષભાદિક, ઉપમા સોલ ધરંત; સુમતિ. બહુ શ્રુત નાણી ઉત્તરાધ્યયને, ત્રિશલાનંદ કહંત. ॥ સુમતિ. ॥ ૪ ॥ બોધિરયણ આપે ભવિજનને, જગબાંધવ જયવંત, સુમતિ, મહેંદ્રપાલ પાઠકપદ સેવી, રવિ ચંદ્ર ભગવંત. ॥ સુમતિ. ॥ ૫ ॥

॥ इति षष्ठ उपाध्याय पदपूजा ॥



## શ્રી સપ્તમ સાધુ પદપૂજા.

### દોહા.

પાંચે ઇંદ્રિય વશ કરે, ટાલે પંચ પ્રમાદ; પાંચે મહાવ્રત પાલતા, દૂર કરી વિષવાદ. ॥ ૧ ॥ વિણુ પ્રતિબંધે વિચરતા, અઢી દ્વીપ મઝાર; સપ્તમ પદ સાધુ નમો, છોડી વિષય વિકાર. ॥ ૨ ॥

### ઢાલ સાતમી.

( જિનરાજકુ સદા મેરી વંદના—એ દેશી. )

વંદના વંદના વંદનારે, મુનિરાજકુ સદા મેરી વંદના; સત્તર પ્રકારે સંયમ ધારી, કરતા દુરિત નિકંદના રે. ॥ મુનિ. ॥ બાહ્યાભ્યંતર તપ ગુણ ધારી, વરજિત વૈર વિરોધનારે. ॥ મુનિરાજ. ॥ ૧ ॥ સત્તાવીશ ગુણે સુખકારી નિજ પરભવ દુઃખ ભંજનારે; મુનિ. ભ્રમરપરે નિત આ-

હાર ગવેષી, કરવા સંયમ પોષનારે. ।। મુનિરાજ. ।। ૨ ।। છોડી સર્વ કુટુંબ પરિવારા, ચરણ ગ્રહ્યા જિનચંદનારે; ।। મુનિ. ।। નવ વાડે નિત બ્રહ્મવ્રત પાલે, ટાલે કુશીલ કુવાસનારે. ।। મુનિરાજ. ।। ૩ ।। સડતાલીશ દૂષણ પરિહારી, અલિસમ ગ્રાહક આહારનારે; મુનિરાજ. કાંચન મણિ માને તૃણ તોલે, વારક મોહ મિથ્યાતનારે. ।। મુનિરાજ. ।। ૪ ।। હરિ વાંદે મુનિ સહસ અઢારે, ભાવે નેમ જિણંદનારે; મુનિ. તીર્થંકર હોશે દ્વાદશમો, કરજોડી કરૂં વંદનારે. ।।મુનિરાજ.।।૫।। વીરભદ્ર મુનિપદ સેવતો, પામ્યો સુખ શિવરાજનારે; મુનિ. પૃથક સહસ કોડી નવ વંદે, રવિચંદ્ર પદ તેહનારે ।। મુનિરાજ. ।। ૬।।

।। इति सप्तम साधु पद पूजा ।।

---

## શ્રી અષ્ટમ જ્ઞાનપદ પૂજા.

### દોહા.

નાણ નમો અષ્ટમ પદે, અષ્ટમ ગતિ દાતાર; અષ્ટ કર્મ અલગા કરી, આતમ તારણ હાર. ।। ૧ ।। નાણ વિના પશુ સારિખા મનુષ્યરૂપ ધરંત; નાણ સમું ક્યાં સુખ નહિ, અંતરદોષ હરંત. ।। ૨ ।।

### ઢાલ–આઠમી.
(રાગ–ધનાશ્રી.)

જ્ઞાન ધર્મ જગ સાર, ચિદાનંદ જ્ઞાન; જડ ચેતનનો ભેદ કરાવે, ભર્મ સવિ હરનાર. ॥ ચિદાનંદ. ॥૧॥ ભક્ષ્યા ભક્ષ્યના ભેદ જણાવે, આપે શુદ્ધ વિચાર; ચિદાનંદ. ॥ ૨ ॥ પ્રથમ જ્ઞાનને પછી અહિંસા. ॥ દશવૈકાલિક સાર ॥ ચિદાનંદ. ॥ ૩ ॥ કૃત્યા કૃત્યને હેય ઉપાદેય, સર્વ જ-ણાવણ હાર. ॥ ચિદાનંદ. ॥ ૪ ॥ કોટી વર્ષમાં અજ્ઞાનીજે, કર્મ ખપાવણહાર.. ॥ ચિદાનંદ. ॥ ૫ ॥ શ્વાસોશ્વાસમાં તેહ ખવાવે, જ્ઞાની જ્ઞાનભંડાર. ॥ ચિદાનંદ. ॥ ૬ ॥ પંચ એકાવન ભેદ વખાણ્યા, નંદી સૂત્ર મજાર. ॥ ચિદાનંદ ॥૭॥ ભરત ચિલાતી નાણે તરીયા, દુઃખભર આ સંસાર. ॥ ચિ-દાનંદ. ॥ ૮ ॥ ક્રિયા જ્ઞાનથી ફળને આપે, તપ જપ તિમ અવધાર. ॥ ચિદાનંદ. ॥ ૯ ॥ જયંત ભૂપતિ એપદ પૂ-જત, અજરામર અવતાર. ॥ ચિદાનંદ. ॥ ૧૦ ॥ રવિ-ચંદ્રથી નાણી અધિકા, ટાલે સર્વ અંધાર. ॥ ચિદાનંદ ॥ ૧૧ ॥

॥ इति अष्टम ज्ञानपद पूजा ॥

---

## શ્રી નવમ દર્શનપદ પૂજા.

### દોહા.

નવમે દર્શન પદ નમો, દર્શન મોહ વિનાશ; સમ્યક

ગુણુતવ નીપજે, આતમ શુભ આવાસ. ॥ ૧ ॥ તત્ત્વ કહ્યા નવ આગમે, મહાવીર ભગવાન; સદ્દહંતાં સદ્‌ભાવથી, તે સમકિત ગુણવાન. ॥ ૨ ॥

## ઢાલ–નવમી.

( ફલ વૃદ્ધિ પારસનાથ પ્રભુ ને પૂજો તો સહી—એદેશી. )

તારી ગઈરે અનાદિની નિંદ, ચેતનરાય જાગો તો સહી. જાગો તો સહી, મેરા ચતન, જાગો તો સહી. તારી મોહ મિથ્યાત સદા દુઃખ કરણી, ખોવો તો સહી; આતમ રૂપ અખંડ હૃદયમેં, જોવો તો સહી. ॥ મે. તા. ॥ ૧ ॥ દેવ ગુરૂ ધર્મ સત્ય શુદ્ધતા, પેખો તો સહી; શમ સંવેગાદિક શુભ લક્ષણે, દેખો તો સહી. ॥ મે. તા. ॥ ૨ ॥ વિણુ શ્રદ્ધા ન જ્ઞાન વિણુ સંયમ, બોલો તો સહી; સંયમ વિણુ મુક્તિ નવ લાભે, જોવો તો સહી. ॥ મે. તા. ૩ ॥ સમક્તિકી કરણી દુઃખહરણી, ધારો તો સહી; વિણુ સમકિત કિરિયાસબ જૂઠી, વારો તો સહી. ॥ મે. તા. ॥ ૪ ॥ જિન દર્શન પૂજન ગુણુ ગાતાં, ભાવો તો સહી; જિનવાણી ગુરૂમુખ સુણી સમકિત, પાવો તો સહી. ॥ મે. તા. ૫ ॥ સુલસા હરિવિક્રમ આરાધક, વંદો તો સહી; રવિચંદ્ર સમ્યગ ગુણુ લેવા, પૂજો તો સહી. ॥ મે. તા. ૬ ॥

॥ इति नवम दर्शन पद पूजा ॥



# શ્રી દશમ વિનય પદ પૂજા.

## દોહા.

વિનય વડો જગમાં કહ્યો, વિનય ધર્મનું મૂલ; વિનય થકી સજ્જન સહુ, નિત્ય રહે અનુકૂલ. ॥ ૧ ॥ એ પદનો મહિમા વડો, સહુ ગુણમાં શિરદાર; ગુરૂઆદિકના વિનયથી, લહીયે સુખનો સાર. ॥ ૨ ॥

## ઢાલ-દશમી.

( એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે—એ દેશી. )

વિનય કરો વ્રતધારી, મેરે પ્યારે. ॥ વિનય. ॥ વિનય થકી વિદ્યા ગુણ આવે, મૂર્ખ પણું મદ જાવે; દુર્ગુણ સઘળા દૂરજ થાયે, ગુણીજન તસ ગુણ ગાવે. ॥ મેરે. વિનય. ॥ ૧ ॥ અનંતગુણી અરિહંત નમીજે, સિદ્ધ સદા સુખકારી; કુલ ગણ સંઘા યશ ગુણ ગંગા, ધર્મ ક્રિયા સુવિચારી. ॥ મેરે. વિનય. ॥ ૨ ॥ જ્ઞાન અને જ્ઞાની ગુણ ગાવો. સૂરિ પાઠક સુખ દાયા; સ્થિવિર મુનિ ગણી વિનય કરીજે, તેર ભેદે મન ભાયા. ॥ મેરે. વિનય. ॥ ૩ ॥ પન્નર ભેદ વળી બાવન બાસઠ, સિદ્ધાંતે સુખકારી; દોય સહસ ને ચિહુંતર ભેદે, દેવ વંદન વિધિ ધારી. ॥ મેરે. વિનય. ॥ ૪ ॥ ચઉ શત બાણુ બોલ વિચારો, ગુરૂવંદન ગુણકારી; ઈત્યાદિક બહુ ભેદ પ્રકાશ્યા, વિનયતણા વિસ્તારિ. ॥ મેરે. વિનય. ॥ ૫ ॥ દશવૈકાલિક નવમ અધ્ય-

અને, ઉત્તરાધ્યયનારંભે; બહુ વિસ્તારે વિનય વખાણ્યો, ત્રિશલાસુત નિર્દંભે ॥ મેરે. વિનય. ॥ ૬ ॥ એ પદથી ધન્નો સુખ પામ્યો, વિનયે વિરતિ કહાવે, દશમે પદ વિનયે ગુણ ગાઈ, રવિચંદ્ર સુખ પાવે. ॥ મેરે. વિનય. ॥ ૭ ॥

॥ इति दशम विनयपद पूजा ॥

## શ્રી એકાદશ ચારિત્રપદ પૂજા.

### દોહા.

ચરણ નમો નિર્મળ મને, સકલ ગુણોની ખાણ; ઉત્તમ જન સવિ આદરે, વરવા પદ નિર્વાણ. ॥ ૧ ॥ દેશ સર્વથી દાખીયો, બિહું ભેદે અરિહંત; અશરણ શરણ કરણ સદા, દુર્ગતિ દુઃખનો અંત. ॥ ૨ ॥

### ઢાલ–અગીયારમી.

( રાગ-પરજ મારૂ )

( સોના રૂપાકે સોગઠે—દેશીમાં )

નિશદિન જોવું વાટડી, મન મંદિર આવો; ચારિત્ર પદ પ્રભુ પૂજીને, ગુણ તેહના ગાવો. ॥ નિશ. ॥ ૧ ॥ પંચ ભેદે તે ભાખીયું. પન્નવણા સૂત્રે; ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપજે, તસ સેવ પવિત્રે. ॥ નિશ. ॥ ૨ ॥ બાર કષાય નિવારતાં, સર્વ વિરતિ સોહાવે, દેશ વિરતિ અષ્ટ નાશથી,

શ્રાવક સુખ પાવે. ॥ નિશ. ॥ ૩ ॥ રમણી ભોગ સુખ સંપદા, રાજ્ય ષટખંડ છોડી; ચક્રી સંયમ આદરે, રાગ દ્વેષને તોડી ॥ નિશ. ॥ ૪ ॥ અષ્ટકર્મચય શોષવે, અષ્ટગુણ નિજ પાવે; તીર્થપતિ પણ આદરી, અવિચલપુર જાવે. ॥ નિશ. ॥ ૫ ॥ સંયમ સમતા ભાવમાં, સુખ સઘળા લહીયેં; પાતકી જન પાવન કરે, દુર્ગતિ નવિ જઇએ. ॥ નિશ. ॥ ૬ ॥ વરૂણદેવ આદિ વર્યા, એહથી શિવરાણી; રવિચંદ્ર શુદ્ધ સંયમી, નમે કેવલનાણી. ॥ નિશ. ॥ ૭ ॥

**॥ इति एकादश चारित्र पद पूजा ॥**



## શ્રી દ્વાદશ બ્રહ્મચર્ય પદપૂજા.

### દોહા.

અતિમહિમા અવનીતલે, સુરનર વંદિત જેહ; બ્રહ્મવ્રત ધારી નિત નમો, આણી અધિકો નેહ. ॥ ૧ ॥ સુરગણમાં જેમ સુરપતિ, તારાગણમાં ચંદ્ર; તિમ સવિ વ્રત શિર સેહરો, પ્રણમો બ્રહ્મદિણંદ. ॥ ૨ ॥

### ઢાલ—બારમી.

( નેક નજર કરો નાથજી—એ દેશી. )

બ્રહ્મચારી ભજો ભગવાનને, અનાચાર તજી અભિમાનનેજી હો. ॥ બ્રહ્મ. ॥ ગુરૂદેવ નમી વ્રત લીજીયેં, ગુણી

નિંદા કદી નવ કીજીયેં જીહો. ॥ બ્રહ્મ. ॥ બ્રહ્મવ્રત યતન કરી પાલીયેં, ગુરૂ દર્શિત માર્ગે ચાલીયેં. ॥ જીહો. ॥ બ્રહ્મ. ॥ ૧ ॥ નવ વાડે એ વ્રત ચિત્ત આણીયે, સદા સુખ સમાધિ વખાણીયે જીહો. ॥ બ્રહ્મ. ॥ દૈવી ઔદારિક ટારીયે, કૃત કારિત અનુમતિ વારીયે જીહો. ॥ બ્રહ્મ. ॥ ૨ ॥ અહિ સાવજ હરિભય હારીયે, અરિ આધિ વ્યાધિ દુઃખ મારિયેં જીહો. ॥ બ્રહ્મ. ॥ સોલે સતી શીલે તરી, દુઃખ વારીને સવિ સંપદા વરી જીહો. ॥ બ્રહ્મ. ॥ ૩ ॥ સુદર્શન શેઠ વખાણીયે, શૂલી ફીટી સિંહાસન જાણીયે જીહો. ॥ બ્રહ્મ ॥ શેઠ વિજય વિજયાવતી દોજણા, બ્રહ્મ પાલી થયા સુખીયા ઘણા જીહો. ॥ બ્રહ્મ. ॥ ૪ ॥ અવિરતે સેનાપતિ જાણીયેં, દેહ એથી પવિત્ર પ્રમાણીયે જીહો. ॥ બ્રહ્મ. ॥ શુભ બત્રીશ ઉપમા આણીયે, શ્રીદશમે અંગે ગુરૂવાણીયેં જીહો. ॥ બ્રહ્મ. ॥ ૫ ॥ નરવર્મ નરિંદ એહથી તર્યો. વ્રત પાલીને શિવ વનિતા વર્યો જીહો. ॥ એમ ભવ્યો શાશ્વત સુખ પામિયા. રવિચંદ્ર સદા શિર નામિયા જીહો. બ્રહ્મ. ॥ ૬ ॥

॥ इति द्वादश ब्रह्मचर्यपद पूजा ॥

## શ્રી ત્રયાદશ ક્રિયાપદ પૂજા.

### દોહા.

જ્ઞાન સહિત કિરિયા કહી, શિવપુર પંથ સહાય; સદાચાર સમતામયી, કિરિયા શુભ સુખદાય. ॥ ૧ ॥ શુદ્ધ ઉપયોગે આદરો, પુન્યતણા સવિઠામ, આગમ અનુસારે કરો, શુભ કરણી અભિરામ. ॥ ૨ ॥

### ઢાલ—તેરમી.

( જયો જયો ગોડી પાસ જિનેશ્વર—એ દેશી. )

જ્ઞાન સહિત કિરિયા ભજો ભવિયા, ભાવ સહિત ભવવારે રે; અશુભ તજી શુભને સેવંતા, દુર્ગતિ દૂર નિ-વારે રે. ॥ જ્ઞાન. ૧ ॥ પુન્યાનુ બંધી પુન્ય કરાવે, આરા-ધક અવતાર રે; સ્વર્ગાદિક સુખ સહજ મિલાવે, અંતે શિવ સુખકાર રે. ॥ જ્ઞાન. ૨ ॥ આર્ત રૌદ્રે હેતુથી લહીયે, પણુવીશ કિરિયા નિવારો રે; પંચે પ્રમાદ તજી પચવીશે, મહાવ્રત ભાવના ધારો રે. ॥ જ્ઞાન. ૩ ॥ ગરલ ક્રિયા વિષ ઓઘ નિવારી તદ્હેતુ અમૃત ચરિયેં રે; અશુભ ધ્યાનના ત્રેશઠ સ્થાનક, વરજી શિવ વધૂ વરિયેં રે. ॥ જ્ઞાન. ૪ ॥ દેવપૂજા ગુરૂવંદન કરિયેં, હરિયેં દુર્ગતિ દોય રે; આવ-શ્યક ષટદિન રયણી સંભારો, ભાવસહિત ભવિલોય રે. ॥ જ્ઞાન. ૫ ॥ વિનય સહિત ત્રણ રત્ન આરાધો, શુભ

કિરિયા સાધંતો રે; હરિવાહન તીર્થંકર નમીયે, રવિચંદ્ર ભગવંતો રે. ॥ જ્ઞાન. ૬ ॥

॥ इति त्रयोदश क्रियापद पूजा ॥

## શ્રી ચતુર્દશ તપ પદ પૂજા.

### દોહા.

તપ પદ નમીયે ચૌદમે, હરવા દુરિત સંતાપ; કર્મ ખપાવે ચીકણા, કરતાં જિનવર જાપ. ॥ ૧ ॥ સમતાથી આરાધીયેં, સુકૃત ભાવ ભંડાર; અહિત ઉપાધિ ઉપશમે તીક્ષ્ણ તપ તલવાર. ॥ ૨ ॥

### ઢાલ—ચૌદમી.

( ગિરિવર દરિશન વિરલા પાવે-એ દેશી. )

તપ પદ પૂજા ભવિ શુભ ભાવે, પૂરવ ઘાતક સર્વ ખપાવે. ॥ તપ. ॥ સકલ મંગલમાં પ્રથમ એ મંગલ; નિર્વાંછિક નિર્દોષ કહાવે. ॥ તપ. ૧ ॥ આચાર સૂયગડે તપ મહિમા, ભગવઇ ઉત્તરજ્ઝયણ બતાવે. ॥ તપ. ॥ ત્રણ ચઉ નાણે જાણે જિનવર, મુક્તિ તો પણ તપ ગુણ ગાવે. ॥ તપ. ૨ ॥ દૃઢપ્રહારી અર્જુનમાલી, વીરે વખાણ્યો ધન સુખ પાવે. ॥ તપ. ॥ પીઠ મહાપીઠનુ તપ નવિ ફળીયું, લક્ષ્મણા સાધવી દંભ સ્વભાવે. ॥ તપ. ૩ ॥ પૂર્વે

ભવ માયાથી તપ કરી, વેદ પ્રથમ મલ્લિજિન વર પાવે; તપ દંભ વિના તપ ગુણુ આચરિયેં, ભાવસહિત ભવ પાશ છોડાવે. ॥ તપ. ૪ ॥ બાહ્યાભ્યંતર મૂલથી દ્વાદશ, ઉત્તર ભેદ અનેક જણાવે. ॥ તપ. ॥ લબ્ધિ સિદ્ધિ સંપદ સવિ પામે, કર્મ અનાદિ અનંત ખપાવે. ॥ તપ. ૫ ॥ સમતા સહિત તપ મહિમા અધિકો, કનક કેતુ જિનવર પદ પાવે. ॥ તપ. ॥ નિર્જરા હેતેં તપ જે સાધે, રવિચંદ્ર નિત તસ ગુણુ ગાવે. ॥ તપ. ૬ ॥

॥ इति चतुर्दश तपपद पूजा ॥

---

## શ્રી પંચદશ સુપાત્ર દાન પદ પૂજા.

### દોહા.

પન્નરમેં પદ પૂજીયેં, દાન દયા ગુણુખાણુ; દાને દોલત સંપદા, પદ પદ પ્રગટ નિધાન. ॥ ૧ ॥ વિણુ અભિમાને દીજીયેં, દાનસુપાત્રે સાર; અક્ષય પદ સુખ પામીયેં, જેમ શ્રેયાંસ કુમાર. ॥ ૨ ॥

### ઢાલ—૧૫ મી.

( શ્રી અરિહંતપદ ધ્યાઇયેં—એ દેશી. )

દાનસુપાત્રે દીજીયેં, આણુ ધરી અરિહંતારે; ગર્વ ગુમાન છોડી કરી, મમતા વિણુ મતિવંતારે.॥ દાન. ॥ ૧ ॥

રત્ન સમા ક્ષીણ મોહી મુનિવર, બીજા કનક સમ પત્તારે; રજત શ્રાવકને સમ્યક્ ત્રંબા. મિથ્યાત્વી લોહ પત્તારે. ॥ દાન. ॥ ૨ ॥ છઠ્ઠ છઠ્ઠ પારણે તપ કરે, ચઉનાણી ભગવાનરે; અઠ્ઠાવીશ લબ્ધિના ધારક, ગૌતમ ગુરૂ ગુણવાનરે. ॥ દાન. ॥ ૩ ॥ ઉત્તમ પાત્ર પ્રશંસા કરીયે, ઉત્તમ ભાવ પ્રધાનોરે; તો ઉત્તમ ફળને પામીજે, ધરતાં ઉત્તમ ધ્યાનોરે. ॥ દાન. ॥ ૪ ॥ ધન સાર્થવાહ મુનિદાને, તીર્થંકર પદ પાયોરે; શાલિભદ્ર ધન્નો કયવન્નો જગ જય પડહ વજાયોરે. ॥ દાન. ॥ ૫ ॥ હરિવાહન જિનવર પદ પાયો, દાન થકી જગ દાસોરે; પરમારથ પુણ્ય દાનથી રવિચંદ્ર શિવવાસોરે. ॥ દાન. ॥ ૬ ॥

॥ इति पंचदश सुपात्रदान पदपूजा ॥

---

## શ્રી ષોડશ વૈયાવૃત્ય પદ પૂજા.

### દોહા.

વૈયાવચ્ચ પદ પ્રણમીયે; ષોડશ બહુ સુખકાર; દુર્ધર કાયર પ્રાણીને, એ પદ સેવનસાર. ॥ ૧ ॥ અપ્રતિપાતિ ગુણ આતમા, ઉત્તમ જાસ વિચાર; જગયશમહિમા બહુ સુણ્યો, અંતે ભવનો પાર. ॥ ૨ ॥

## ઢાલ-સોળમી.

( ચિત્ત ચોખે ચોરી નવિ કરિયેં—એ દેશી. )

શ્રી જિનવર પ્રીતે પ્રણમીને, સદ્‌ગુરૂ ચરણે શિર ધરીયેંરે; નિત્ય વૈયાવચ્ચ ગુણીની કરીયેં. અવિધિ આ-શાતનાં દૂર નિવારી, ભકિત ગુણ ભાવે વરીયેંરે ॥ નિત્ય. ॥ ૧ ॥ વીતરાગ જિન સૂરિ પાઠક, મુનિવર બાળ ગુણે ભરિયેરે; નિત્ય. બહુશ્રુત સ્થિવિર ગિલાણા ગુણીજેં, તપસ્વી સંઘ સ્તવના કરીયેરે. ॥ નિત્ય. ॥ ૨ ॥ શ્રીજિન ચૈત્ય મળી દશ ભેદેં, સેવા કરતાં સુખ વરિયેરે. નિત્ય. લબ્ધિ-વંત મનપર્યવ અવધિ, પૂર્વ ચોદ દશ શ્રુત ધરીયેંરે ॥ નિત્ય. ॥ ૩ ॥ વૈયાવચ્ચ કરી પંચસયા મુનિ, ભરત બાહુ બલી વ્રત ધરીયેરે; નિત્ય. ચક્રી પદ બળ બહુ તે પામી, અંતે શિવવધૂ સુખ વરિયેરે. ॥ નિત્ય. ॥ ૪ ॥ નંદિષેણ સુલસા સુખકારી. સુરલોકે કીર્ત્તિ કરીયેર; નિત્ય નિર્મદ માન રહિત શુભ ભાવે, કરતા સુકૃત સુખ વરિયેંરે. ॥નિત્ય. ॥ ૫ ॥ જિમૂત કેતુ શ્રી જિનવર હોવે, એ પદમહિમા મ-નહરિયેંરે. નિત્ય. વૈયાવચ્ચ ગુણ ધરતાં ભવિયા, રવિચંદ્ર વંદન કરીયેરે. ॥ નિત્ય. ॥ ૬ ॥

॥ इति षोडश वैया वृत्य पद पूजा ॥



# શ્રી સપ્તદશ સમાધિ પદ પૂજા.

## દોહા.

સમાધિપદ શુભ ભાવથી, આરાધો સુખકાર; પૂજો પ્રણમો પ્રેમથી, આદરિયે અઘહાર. ॥ ૧ ॥ ચિત્ત સમાધિ વિણુ નહિ, તપ જપ સંયમ સાર. અસમાધિ ટાલી વરો, સમતા સુખ ભંડાર. ॥ ૨ ॥

## ઢાલ—સત્તરમી.

( રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે—એ દેશી. )

ચેતનરાય ચિત્ત સમાધે રહીજેરે, શિર અરિહંત આણ વહીજે. ચેતન. વીસ અસમાધિ દોષ નિવારીરે ચોથું સમવાયાંગ વિચારીરે, નિજ પરિણતિ સર્વ સુધારી. ॥ ચેતન. ॥ ૧ ॥ શુદ્ધ સંયમયોગ સમાધેરે મુનિ નાણ ચરણ ગુણ વાધેરે; અંતે અવિચલ પદનિજસાધે. ॥ ચેતન. ॥ ૨ ॥ ભકત પાન વસ્ત્રાદિક શકતેરે ચઉ વિહ સંઘભકિત કરે યુકતેરે; તેહ દ્રવ્ય સમાધિ સુભકતે. ॥ ચેતન. ॥ ૩ ॥ આપે બોધ ધર્મ જિનવાણીરે, રાખે દુર્ગતિ પડતા પ્રાણીરે, કરે અસ્થિર સ્થિર ચિત્ત નાણી. ॥ ચેતન. ॥ ૪ ॥ સારણ વારણ ચોયણ કારીરે, સંઘ ચઉવિધ સમકિત ધારીરે, નમો ભાવ સમાધિ વિચારી. ॥ ચેતન. ॥ ૫ ॥ એહ પદ સેવો

ભવિભાવેરે, રાય પુરંદર જિનપદ પાવેરે; રવિચંદ્ર તેના ગુણ ગાવે. ॥ ચેતન. ॥ ૬ ॥

## ॥ इति सप्तदश समाधि पद पूजा ॥

## શ્રી અષ્ટાદશ અભિનવ જ્ઞાન પદપૂજા.

### દોહા.

મિથ્યા તમ ટાલણ ભણી, નાણ અભિનવ સૂર; પૂજો પ્રણમો ભવિજના, કરવા દુર્ગતિ દૂર. ॥ ૧ ॥ જ્ઞાન સમું કો સુખ નહિ, સમતા ગુણ ભંડાર; અજર અમર પદ સંપજે, નાશે દુઃખ સંસાર. ॥ ૨ ॥

### ઢાલ–અઢારમી.

( અને હાંરે વહાલો વસે વિમલાચલે–એ દેશી. )

અને હાંરે જ્ઞાન અપૂરવ વંદીયેરે. કરી દૂર અનાદિ અજ્ઞાન, પૂજો પ્રથમ પરમાતમારે; અ અભિનવ જ્ઞાન આરાધીયે રે, લઈ સમકિત શુદ્ધ સુજાણ. ॥ પૂજો. ॥ ૧ ॥ અ કષ્ટ કરે બહુ આકરારે, અઠ્ઠમ તપને ઉપવાસ; પૂજો. અ અનુંભવ જ્ઞાન વિના નહિરે, ચઢે આતમ ગુણ આવાસ. ॥ પૂજો. ॥ ૨ ॥ અ. અંધ પંથે જેમ ચાલતાંરે, નવિ પહોંચે ઈચ્છિત ઠાણ; પૂજો. અ. જ્ઞાનરહિત કિરિયા કરીરે

તેમ ન લહે ઉત્તમ ઠાણુ. ॥ પૂજી. ॥ ૩ ॥ અ. કેવલી વયણુ વિચારીયેંરે, શુદ્ધ અર્થ અનુપમ સાર; ॥ પૂજી. ॥ અ. પરમ પંચાંગી પ્રકાશથીરે, લઈ અર્થને હરિયે કુચાર. ॥ પૂજી. ॥ ૪ ॥ અ. તે વિણુ અર્થ જે આદરેરે, તે અનર્થ બહુલ સંસાર; ॥ પૂજી. ॥ અ. પંચ પ્રકારે તે પામીયેંરે, નાણુ નંદી સૂત્ર મઝાર. ॥ પૂજી. ॥ ૫ ॥ અ. શુદ્ધ નાણી શિવ પાંમીયારે સાગર ભરતાદિક રાય; ॥ પૂજી. ॥ અ. રવિઉદયે નિત્ય વંદનારે. કરી રવિચંદ્ર ગુણુ ગાય.

॥ इति अष्टादश अभिनव ज्ञान पद पूजा ॥

---

## શ્રી. એકોનવિંશ શ્રુતજ્ઞાન પદ પૂજા.

### દોહા.

પરમ ધર્મ પ્રભુતામયી, શ્રુત નાણી ભગવાન; આરાધો અમૃત સમા, ધરતાં નિર્મળ ધ્યાન. ॥ ૧ ॥ સૂત્ર સદા આરાધીયે, એપદ અતિશય સાર શ્રીજિનવાણી વંદીયે, દૂર તજી અતિચાર. ॥ ૨ ॥

### ઢાલ—ઓગણીશમી.

( મન મોહનજી જગતાત—એ દેશી. )

શ્રુતાભ્યાસ કરો વ્રતધાર, દૂર તજી અતિચારનેરે; લહી સદ્ગુરૂ શુદ્ધ વિચાર કુમતિ કદાગ્રહ નિવારીનેરે.

॥ શ્રુતા. ॥ ૧ ॥ પરિહરિયેં દોષ બત્રીશ, આઠ ગુણેં આરાધીયેરે; કરી દૂરે પંચ પ્રમાદ, અંતર દોષ નિવારીયેરે. ॥ શ્રુતા. ॥ ૨ ॥ લહે કાલ અસંખ્યનાભાવ, અતીતને અનાગત તણારે; કહ્યું ઉપગારી એહનાણ, નંદીસુત્રે તસ ગુણ ઘણારે. ॥ શ્રુતા. ॥ ૩ ॥ દુસ્સમ રજની કાલ અનાણ, તમહર દીપક શ્રુત ભલોરે; ગુંથ્યું ગણધર પ્રત્યેકબુદ્ધ. શ્રુત કેવલી શ્રુત નિર્મલોરે. શ્રુત ॥ ૪ ॥ ચૌદ વીશ ભેદે શ્રુત નાણ, સંપ્રતિ પણયાલીશ નમોરે; દીયે આરાધક પદ સર્વ, તનાણી કેવલી સમોરે. શ્રુત ॥ ૫ ॥ ગુતાભ્યાસેં જિનવર હોય, વીર કહે છઠ્ઠે અંગેરે; રત્નચૂડ નમો જિનરાજ, રવિચંદ્ર શુભમનરંગેરે. ॥ શ્રુતા. ॥ ૬ ॥

॥ इति एकोनविंश श्रुतज्ञान पद पूजा. ॥



## શ્રી વિંશતિતમ તીર્થ પદ પૂજા.

### દોહા.

તીર્થનમો અંતિમપદે, ત્રિભુવનતિલકસમાન તીરથ સેવાથી હુવે, તીર્થંકર ભગવાન. ॥ ૧ ॥ પ્રવચન ધર શુભ ધર્મકથી, વાદ નિમિત વર જ્ઞાન; તપસ્વી વિદ્યા સિદ્ધ કવિ, અષ્ટ પ્રભાવિક જાણ. ॥ ૨ ॥

## ઢાલ—વીશમી.

( તીરથની આશાતના નવિ કરીયે—એ દેશી. )

તીરથની સુપ્રભાવના નિત કરીયે, હાંરે, નિત્ય કરીયે રે નિત્ય કરીયે; હારે ભાવે ભક્તિ સદા ચિત્ત ધરીયે, નમીયે અણગાર. ॥ તીરથની. ॥ ૧ ॥ સમેત શિખર સિદ્ધાચલે જઈ રહીયે, પ્રભુ પૂજીને પાવન થઇએ; ગિરનારે વંદન જઇએ, બ્રહ્મચારી ભદંત. ॥ તીરથની. ॥ ૨ ॥ પાવા ચંપાજિન વંદીયેં વ્રતધારી, સંખેશ્વર આબુ જુહારી; અષ્ટાપદ શિવ સુખકારી, મારૂ દેવીનંદ. ॥ તીરથ. ॥ ૩ ॥ તીર્થ ઇત્યાદિક ભાવથી નિત વંદો, હવે જંગમ જોઇ આણંદો; પૃથક્ કોડી કેવલી વૃંદો, તીર્થંકર વીશ. ॥ તીરથ. ॥ ૪ ॥ ગોવિંદ શ્રેણિક ભૂપતિ પરે ભાવો, સંઘ સેવ કરી સુખ પાવો; જંગમ તીરથ ગુણ ગાવો, વંદો વ્રતધાર. ॥ તીરથ. ॥ ૫ ॥ ભરત સગર વલી સંપ્રતિ શુભ ભાવે, કરી તીરથ ભક્તિ પ્રભાવે; જસ ત્રિભુવન જન ગુણ ગાવે, તરવા સંસાર. ॥ તીરથ. ॥ ૬ ॥ તીરથ પદની સેવના અતિ સારી, મેરૂપ્રભ જિનવર જયકારી; નમે રવિચંદ્ર હિતકારી, પરમાતમ રાજ. ॥ તીરથ. ॥ ૭ ॥

**॥ इति विंशतितम तीर्थपद पूजा ॥**

---

## શ્રી કલશ.

ગાયો ગાયોરે વીશ સ્થાનક તપ યશ ગાયો, ગૌતમ આદિ બાર પરષદા, વ્રતધર ભાવ જણાયો; ત્રગડે બેસી ત્રિશલાનંદન, એ અધિકાર સુણાયોરે. ॥ વીશ. ॥ ૧ ॥ તપ વિધિ બહુપરે આગમ સાખી, તેહમાં પ્રથમ ગણાયો; જિનપદ કારણ એ તપ તપીયે, નિર્મલ ભાવ બનાયોરે. ॥ ॥ વીશ ॥ ૨ ॥ ઉજમણાથી તપ ફળ વાધે, પર ઉપકાર કરાયો; વ્રતધર ગુણી મુનિ ભક્તિ કરતાં, નરભવ સફળ સવાયોરે. ॥ વીશ. ॥ ૩ ॥ વિધિપક્ષગચ્છ-ગગનમણિ સાચા, આર્ય રક્ષિત સૂરિરાયો; સીમંધર શુભ કરણી વખાણી, જિનવર ધર્મ દીપાયોરે. ॥ વીશ. ॥ ૪ ॥ અનુક્રમે ગણતાં પાટ પરંપર, સદ્ગુણી શીશ નમાયો; જિનેંદ્રસાગર સૂરિ સંપ્રતિ કાલે અચલ ગચ્છનોરાયોરે. ॥ વીશ. ॥ ૫ ॥ ગુપ્તિ ક્ષેત્ર અંક ઇંદુ સંવત્સર ( ૧૯૭૩ ) મુંબઈ નયર સુહાયો; વિંશતિ સ્થાનક સ્તવન કરતાં, રવિચંદ્ર ગુણ ગાયો રે. ॥ વીશ. ॥ ૬ ॥

**॥ इति मुनिमहाराजश्री रविचंद्रजी विरचित**

**विंशति स्थानक पूजा ॥**

# મુનિ મહારાજશ્રી રવિચંદ્રજી વિરચિત અષ્ટાદશ પાપ સ્થાનક નિવારક પૂજા.

---

## શ્રી પ્રથમ ન્હવણ પૂજા.

### દોહા.

દોષ અઢાર રહિત પ્રભુ, અષ્ટાદશ જિનરાય; દેવકી સુત વંદન કરૂં, અરિહંત સિવસુખદાય. ॥ ૧ ॥ પાપ સ્થાન સેવન થકી, દુઃખ દીઠાં સંસાર; તિરિય નિગોદ ન-રકમાં, અવતરિયો બહુ વાર. ॥ ૨ ॥ પરમા ધામી વશ પડયો, સહી વેદના અસરાલ; છેદન ભેદન બહુપરે, વેઠયાં દુઃખ કંઈકાલ. ॥ ૩ ॥ મન ઇચ્છા મનમાં રહે, છાયા કૂપ સમાન; પાપ ઉદયથી પરવશે, પામે જગ અપમાન. ॥ ૪ ॥ દુઃખદાયક દૂરે કરી, દુરાચારને દંભ; સુકૃત સ્થાનક સેવીયે, ધરી નિર્મલ વ્રત બંભ. ॥ ૫ ॥ પુણ્ય કારણ પ્રભુ પૂજીયે, ભયભંજન ભગવંત; પૂજ્યપણું નિજ પામવા, કરી આપ-દનો અંત. ॥ ૬ ॥ તે અષ્ટાદશ વર્ણવું, પાપ સ્થાન સં-ક્ષેપ; પૂજો અષ્ટાદશ બિંબ, વીતરાગ નિર્લેપ. ॥ ૭ ॥

## ઢાલ-પહેલી.

( રાગ—સીરાનો કનરો. )

આજ સફળ દિન પળ ઘડી મારી; અંતિમ જિન દેખી મૂરતિ તારી. ॥ આજ. ॥ શાસન નાયક શરણે આ-વ્યો, પરમાતમ પ્રભુ પાપ નિવારી. ॥ આજ. ॥ ૧ ॥ જી-વને મારી જેહ પ્રમોદે, તે લહે મરણુ અનંત સંસારી. ॥ ॥ આજ. ॥ ૨ ॥ મર કહેતાં પણ મન દુઃખ પાવે, પ્રાણ હણુંતાં પાપ અપારી. ॥ આજ. ॥ ૩ ॥ બ્રહ્મદત્ત ગયો સાતમી નરકે, દ્વેષપણે બહુ જીવ સંહારી. ॥ આજ. ॥ ॥ ૪ ॥ મનો ભાવથી તંદુલીયો મચ્છ, પામે નરકતણા દુઃખ ભારી. ॥ આજ. ॥ ૫ ॥ મેઘકુમર શાંતિસુખ પામ્યા, શશક પારેવો જીવ ઉગારી. ॥ આજ ॥ ૬ ॥ જીવની જ-તના કરતાં પ્રીતે, રવિચંદ્ર ભવોભવે સુખકારી. ॥આજ.૭॥

ये संसार पयोनिधौ वसु मतः कृत्वा विमोहांधिता-
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः।
भो भव्या ! यदि वो मृताख्य नगरीं गंतुं स्पृहा सत्वरं,
तद्दूरी कुरुता खिलान् [illegible]निमान्सर्वदा.॥१॥

ॐ ह्रीं श्रीं પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલં યજા મહેસ્વાઃ

॥ इति प्रथम [illegible] ॥

# શ્રી દ્વિતીય ચંદન પૂજા.

## દોહા.

સત્ય વચન મુખ બોલીયે, કરી જૂઠનો ત્યાગ; જૂઠ ચકી ઝગડા વધે, લહીયે દુઃખ અથાગ. ॥ ૧ ॥

### ઢાલ બીજી. રાગ ધનાશ્રી.

વિનતિ ધરજો ધ્યાન, જિનપતિ વિનતિ ધરજો ધ્યાન; દોષ અષ્ટાદશ વગેલારે, પૂરણુ ગુણુ ભગવાન. ॥ જિનપતિ ॥ ૧ ॥ જૂઠ લવી બહુ જન્મ બગાડયા, ભવભવમાં અજ્ઞાન. ॥ જિનપતિ. ॥ ૨ ॥ અનૃત ભાષી લોક બહુ વંચ્યા, ભૂલી ગયો નિજ ભાન. ॥ જિન. ॥ ૩ ॥ ભારે કર્મી થઈ દુઃખ વેઠયાં, વાર અનંત અમાન. ॥ જિનપતિ. ॥ ૪ ॥ દુર્ગતિ ફરીયો કાજ ન સરીયો, ધરતાં અરતિ ધ્યાન. ॥ જિનપતિ ॥ ૫ ॥ પ્રણુતપાલ તુમ શરણે આવ્યો, તારો કરી ગુણુવાન. ॥ જિનપતિ. ॥ ૬ ॥ વસુરાય આસનથી પડીયો, ગયો નરક અવસાન. ॥ જિનપતિ ॥ ૭ ॥ સત્યવ્રતે જગમાં યશ લીધું, કમલ શેઠ ગુણુવાન. ॥ જિનપતિ ॥ ૮ ॥ રવિચંદ્ર કહે સત્ય વદીજે કરી જૂઠ પચ્ચખાણુ. જિનપતિ. ॥ ૯ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता—
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वर
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषा निमान्सर्वदा ॥१॥

ॐ ह्रीं श्रीँ પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરામૃત્યુ
નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય ચદનં યજા મહેસ્વાઃ

॥ इति द्वितीय चंदन पूजा ॥

---

## શ્રી તૃતીય વસ્ત્ર પૂજા.

### દોહા.

પાપ સ્થાનક ત્રીજું તજો, તીવ્ર બંધનું ઠાણુ; અંતે
દુર્ગતિ દેખીયે, અધિક દુઃખની ખાણુ. ॥ ૧ ॥

### ઢાલ—ત્રીજી.

(પહેરની પહેરની પહેરનીરે બ્હેની સમકિત સાડી પહેરની—એ દેશી.)

વંદના વંદના વંદનારે, જિનરાજકુ સદા મેરી વંદના.
પરપરિણતિનો સંગ નિવારી, ભોગી નિજ ગુણાનંદનારે.

॥ જિન. ॥ પાપોદયે પરવશ રહે પ્રાણી, સહેતો અધિક વિટંબનારે. ॥ જિન. ॥ ૧ ॥ નરક નિગોદે બહુ દુઃખ વેદે; પૂરવ પાપની સેવનારે. ॥ જિન. ॥ તીર્થંકર ગુરૂ જીવને સ્વામી. અદત ચતુર્વિધ વર્જનારે. ॥ જિન ॥ ૨ ॥ ચોરી કરતાં જગ સહુ નિંદે, લહે વધ બંધન તર્જનારે. ॥ જિન ॥ ચોરને કોઈ ન રાખે શરણે, મરતાં સહે બહુ વેદનારે. ॥ જિન. ॥ ૩ ॥ તસ્કર ધર્મ ન પામે જિનનો, અશુભ સદા મન ભાવનારે. ॥ જિન. ॥ એથી મંડુક સમ દુઃખ પાવે, નરકે જઈ યમરાયનારે. ॥ જિન. ॥ ૪ ॥ રોહણીયા ચોર પરે સ્તેય વરજી, કરીયે સદ્‌ગુરૂ સેવનારે. ॥ જિન ॥ ત્રીજું વ્રત ધરી પ્રભુ પદ પૂજો, રવિચંદ્ર કરી વંદનારે. ॥ જિન ॥ ૫ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता–
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदा. ॥१॥

ॐ ह्रीँ श्रीँ પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય વસ્ત્રં યજા મહેસ્વાઃ

॥ इति तृतीय वस्त्र पूजा ॥

# શ્રી ચતુર્થ વાસ પૂજા.

## દોહા.

પાપ સ્થાન ચોથું તજો, ચેતી ચતુર સુજાણ; ચતુર્થ વ્રત શુભ ધારીયેં, શીલ સકલ ગુણ ખાણ. ૧

## ઢાલ—ચોથી.

રાગ—સામગ્રી.

( ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો.—એ દેશી. )

પરમાતમ પૂજી કરી, ગુરૂ આગળ વ્રત લેઇ; તસ અતિચાર નિવારીને, પાલો જિમ સુખ હોઈ. ॥ પરમાતમ. ॥ ૧ ॥ દુર્જન સંગ નિવારીને, રહિયે ગુણીજન સાથ; ગુરૂઆણા નવિ લોપીયે, અંતર આતમનાથ. ॥ પરમાતમ. ॥ ૨ ॥ પરનારી સંગે જે રમે નીતિ ધર્મ વિગોઈ; થાવું પડશેરે નારકી, તન ધન યૌવન ખોઈ. ॥ પરમાતમ ॥૩॥ પરોણા થશે પરમાધામીને, વીસાર્યો નિજ નાથ; અગ્નિની તાતી પૂતળી, ભરવી પડશેરે બાથ. ॥ પરમાતમ ॥ ૪ ॥ કાતળી કરશે દેહની, હાથ ધરીરે હથીયાર; તળશે તાતારે તેલમાં, ક્યા જઇ કરેરે પોકાર. ॥ પરમાતમ ॥ ૫ ॥ તે દુઃખ સાંભળી પ્રાણીયા, પાલો બ્રહ્મવ્રત સાર; જગમાં યશ બહુ પામશો, અંતે તરશો સંસાર. ॥પરમાતમ ॥૬॥ અગ્નિ જળ જળ સ્થળ હુવે, અહિ હોવે ફુલમાળ; બ્રહ્મ-

ચારી આગળ હુવે, મૃગપતિ પણ મૃગ બાલ. ॥ પરમાતમ. ॥ ૭ ॥ શેઠ સુદર્શને યશ લહ્યો, રાવણ અપયશ માલ; કીચકને ભીમે હણ્યો, નરકે ગયો તત્કાલ ॥ પરમાતમ. ॥ ૮ ॥ મન વશ રાખવું આપણું, શીલ પાલો નરનાર; રવિચંદ્ર પ્રભુ પૂજીને, માગો શિવફલ સાર. ॥ પરમાતમ. ॥ ૯ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता-
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदा. ॥१॥

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય વાસં યજા મહેસ્વાઃ

॥ इति चतुर्थ वास पूजा ॥



## શ્રી પંચમ પુષ્પ પૂજા.

### દોહા.

પાપ સ્થાનકે પાંચમે, તૃષ્ણાને કરી દૂર પરમાતમ પૂજી વરો, સંતોષ સુયશ પૂર ॥ ૧ ॥

## ઢાલ—૫ મી.

( પુનમ ચાંદનીની દેશી. )

શ્રી જિનવીર પ્રભુજી પરમાતમારે, વ્હાલા રાણી ય-શોદાના કંત, રસીયા વસીયા પ્રભુજી અમ અંતરેરે. પ્રભુ શરણુ ગ્રહ્યું એક તાહરૂંરે, હવે યાચું ન અવર અનાથ. ॥ રસીયા. ॥ ૧ ॥

### સાખી.

તરી તૃષ્ણા નદી પૂરને. કરિ નિજ ગુણ સંતોષ; પ-રમાનંદ વિલાસમાં, રહિત ઉપાધિ દોષ. સુખ સહજ સ-માધિ અનંતમાંરે, નમી નાથ કરે અરદાસ. ॥ રસીયા. ॥ ૨ ॥ ભવ ભવ ધન સંચય કરી, બાંધ્યા કર્મ અપાર; સુકૃતમાં નવ વાપર્યું, પણ અંતે જાનાર. મરી થયો મણિધર ધન ઉપરેરે, એમ જન્મ મરણ બહુ કીધ ॥ રસીયા ॥ ૩ ॥ બહુ વિધ મમતા મન ધરી, પરિગ્રહ કીધ અપાર; અંતે આલોવ્યા વિના, હાર્યો નર અવતાર. હવે શરણ ગ્રહ્યું છે આપનુંરે; તારો તારણહાર જિનેશ. ॥ રસીયા. ॥ ૪ ॥ પરિગ્રહ પ્રમાણ કીજીયેં, લહી ગુરૂ સુખ પચ્ચખાણ; ઇચ્છા અધિક નિવારિયેં, આગમ આણ પ્રમાણ. કહે રવિચંદ્ર સં-તોષમાંરે, સુખ સર્વે એહમાં સમાય. ॥ રસીયા. ॥ ૫ ॥

## કાવ્યં.

ये संसारपयोदेशवसुपत: कृत्वा विमोहांधिता—
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविता: ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदा: ॥१॥

ઓઁ રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય પુષ્પં યજામહેસ્વાહા

॥ इति पंचम पुष्प पूजा ॥

---

## શ્રી ષષ્ઠ પુષ્પમાળ પૂજા.

### દોહા.

સેવંતા શત્રુ સમો; દુર્ગતિ દુઃખ દાતાર; પાપસ્થાનક છઠ્ઠો તજો, ક્રોધ સદા ચંડાલ. ॥ ૧ ॥

### ઢાલ—છઠ્ઠી..

( રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે—એ દેશી. )

પૂજો પરમાતમા નિત્ય નાણીરે, લોકા લોકતણા ભાવ જાણી ॥ પૂજો. ॥ કરી ક્રોધ કષાયને દૂરેરે, ભર્યા સમતામૃત રસ પૂરે રે; અવ્યાબાધ અનંત સુખ સૂરે. ॥ પૂજો.

॥ ૧ ॥ કરી ક્રોધને નિજગુણ બાળ્યારે, ગુણી સદ્ગુરૂ વચણ ન પાળ્યારે; લહી વ્રત નવિ દૂષણ ટાળ્યા. ॥ પૂજો. ॥ ૨ ॥ પૂરવ કોડનું ચરણ વિણાસેરે નિજ આતમ દુર્ગુણે વાસેરે; ક્રોધે સુકૃત સદ્ગતિ નાશે, ॥ પૂજો. ॥ ૩ ॥ ક્રોધે કામ ન કોઈના સીધારે એના યોગે સુખ નવિ લીધારે; તજી એહને કારજ કીધા. ॥ પૂજો, ॥ ૪ ॥ સજી સમતા ક્રોધ નિવારોરે, નિજ પરનું હિત ચિત્ત ધારોરે; રવિચંદ્ર પ્રભુ મુને તારો. ॥ પૂજો. ॥ ૫ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता—
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वे मृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान गुणहरान्दोपानिमान्सर्वदा ॥१॥

ઓઁ ह्रीँ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય પુષ્પમાલં યજામહેસ્વાહા

॥ इति षष्ठ पुष्पमाल पूजा. ॥



# શ્રી સપ્તમ પંચવર્ણ પુષ્પ પૂજા.

## દોહા.

માન તજી મન મંદિરે, કરી કોમળ નિજભાવ; ગુરૂ ચરણ નિત સેવીયે, આણ ધરી જિન નાવ. ॥ ૧ ॥

## ઢાલ–સાતમી.

રાગ—ભરથરીનો.

સપ્તમ પાપ સ્થાનક તજો, પાપ મૂલઅભિમાનજી; વિનય ન આવે માનથી, એથી વાધે દુર્ધ્યાનજી. ॥ સપ્તમ પાપ. ॥ ૧ ॥ માની પરગુણ નવિ લહે, ધરતો મન અહંકારજી; માની સૂકું લાકડું, વાળે તૂટણ હારજી. ॥ સપ્તમ. ॥ ૨ ॥ માન ન કરશો રે માનવી; માને હોયે અપમાનજી; માને મરી ગયા નરકમાં, રાવણ સરખા રાજાનજી. ॥ સપ્તમ. ॥ ૩ ॥ માન અધિક રહે મનુષમાં અવિનય દુરિત ભંડારજી; વિદ્યા કદીય ન આવડે. જ્ઞાન વિવેક વિચારજી. ॥ સપ્તમ. ॥ ૪ ॥ વરસ દિવસ કાઉસ્સગ રહ્યા, બાહુબળિ મુનિરાયજી; માન રહિતને બહુ માનથી પ્રણમે રવિનિત્ય પાયજી. ॥ સપ્તમ. ॥ ૫ ॥

## काव्यं.

ये संसार पयोनिधा वसु मता कृत्वा विमोहांचिता-
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः । भो
भव्या ! यदि वोमृताख्यनगरीं गंतु स्पृहा सत्वरं, तदूरी
कुरुता खिलान् गुण हराज दोषा निनमान्सर्वदा. ॥ १ ॥

ॐ -હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય પંચવર્ણપુષ્પં યજામહેસ્વાઃ

॥ इति सप्तम पंचवर्ण पुष्प पूजा ॥

---

## શ્રી અષ્ટમ ચૂર્ણ પૂજા.

### દોહા.

પૂજો શુભ મન પુષ્પથી, કેસર આતમ રંગ; તીર્થંકર પરમાતમા, વરજિત માયા રંગ. ૧

### ઢાલ–આઠમી.

( રાગ– પીલુ)

નાથ નિરંજન વંદના મારી, લેજો ચરણમાં રાજ સ્વીકારી. ॥ નાથ. ॥ જે તુમે જીત્યા તેણે હું જીતાયો, દુર્ગતિમાં બહુ કાળ હણાયો. ॥ નાથ ॥ ૧ ॥ કપટ સહિત

નિજ કાજ બિગાડે, નામ જપ્યું નહિ નાથ તુમારે. નાથ. ॥ ૨ ॥ અંતરમાયા સુગુણવન બાળે; સજ્જનની મિત્રાઈને ટાલે ॥ નાથ. ॥ ૩ ॥ મ યા ધરી નહિ પાપ પ્રકાશ્યું; પાતકથી નિજ આતમ વાસ્યું. ॥ નાથ. ॥ ૪ ॥ દંભ સહિત નહિ તપ પણ લેખે, સાધ્વી લક્ષ્મણા બહુ દુઃખ દેખે. ॥ ॥ નાથ. ॥ ૫ ॥ કપટ થકી સ્ત્રીવેદ નિપાયો, ઓગણીશમો જિનરાજ કહાયો. ॥ નાથ. ॥ ૬ ॥ જિનવર પૂજે થઈ નિર્મોયી; રવિચંદ્ર પ્રભુના ગુણ ગાઈ. ॥ નાથ. ॥ ૭ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता-
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिना सेविताः ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदा ॥१॥

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય ચૂર્ણં યજા મહેસ્વાઃ

॥ इति अष्टम चूर्ण पूजा ॥

# શ્રીનવમ ધ્વજ પૂજા.

## દોહા.

લોભ પિતા સહુ પાપનો, લોભે લક્ષણ જાય; લોભે લીધા જીવડા, કદીય ન સુખીયા થાય ॥ ૧ ॥

## ઢાલ–નવમી.

( રાગ—અનજારો. )

સુણો ....એક શિખામણ સારી, તજો લોભ સહુ નર-નારી. સદા લોભી બહુ દુઃખ પાવે, કદી આર્તધ્યાન ન મિટાવે; વલી બુદ્ધિ ન આવે સારી. ॥ સુણો. ॥ ૧ ॥ ધન ખરચે ન સુકૃત ઠામે. સવિ ઓલખે કિરપી નામે; ઘર આવે નહિ વ્રતધારી. ॥ સુણો ॥ ૨ ॥ સખી સુભૂમ ચક્રી સુણીયો, અતિ લોભે જલધિમાં પડીયો, ગયો સપ્તમ નરક મઝારી. ॥ સુણો. ॥ ૩ ॥ થયો લોભથી કોઇ ન સુખીયો, ગયો મમ્મણ દુર્ગતિ દુઃખીયો; સવિ સુકૃત પુણ્ય-ધન હારી. ॥ સુણો. ॥ ૪ ॥ લાભે લોભ નિરંતર વાધે, નહિ સંતોષ ધર્મ આરાધે; અંતે હોય અનર્થકારી. ॥સુણો. ॥ ૨ ॥ તે માટે સમજી શાણા, સંતોષે જિનવર આણા; કહે રવિચંદ્ર મનોહારી. ॥ સુણો. ॥ ૬ ॥

## काव्यं

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता-
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः।
भो भव्या! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदा ॥१॥

ॐ ह्रीं श्री પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય ધ્વજં યજા મહેસ્વા.

॥ इति नवम ध्वज पूजा ॥



## શ્રી દશમ આભરણ પૂજા.

### દોહા.

તજી રાગ અપ્રશસ્તને, ધારી પ્રશસ્ત સુરાગ;
પૂજે જિન પરમાતમા, લેવા પદ વીતરાગ. ॥૧॥

ઢાલ દશમી. રાગ-કલ્યાણ.
( શ્રી જિનેશ્વરા-એ દેશીમાં. )

શ્રી જિનેશ્વરા, શિવશાંતિ સુખકરા; તારજો નિવારજો મમ જન્મ દુઃખ જરા. રાગથકી બહુ રખડે પ્રાણી, બહુલ સંસારી હોઇ; આ પદનો વળી અંત ન પામે, સુકૃત ધન સહુ ખોઈ. ॥ શ્રીજિનેશ્વરા. ॥ ૧ ॥ રાગે વાધે વિષયવાસના,

રાગે હોય કુસંગ; રાગી ગુણ અવગુણ નવ જાણે, નાશે સુમતિતરંગ. ॥ શ્રીજિનેશ્વર. ॥ ૨ ॥ રાગ સમાન ન બંધન કેઇ, જોરાવર જસ આણ; સુરનર ઇંદ્રો સર્વે માને, જીત્યો કોઇ ન જાણ. ॥ શ્રીજિનેશ્વરા. ॥ ૩ ॥ રહ્યો વર્ષ ચોવીશ સંસારે,આર્દ્રકુમાર મુણિંદ;બાર વર્ષ વેશ્યાઘર વસિયો નંદીષેણ ગુણિંદ. ॥ શ્રીજિનેશ્વરા ॥૪॥ જાત સ્વજન તજી નટડી સંગે, ગયો એલાચીકુમાર; ચેલાતીસુત રાગે દુઃખીયો, પામ્યો કોઈ ન પાર. ॥ શ્રીજિનેશ્વરા. ॥ ૫ ॥ રાગરહિત સમભાવે રહીને, તજતાં દુરિત વિચાર; રવિચંદ્ર પરમાતમ પૂજો, તારણ તરણ સંસાર. ॥ શ્રીજિનેશ્વરા. ॥ ૬ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता—
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदा. ॥१॥

ॐ હ્રીં શ્રી પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય વસ્ત્રં યજા મહેસ્વાઃ

॥ इति दशम आभरण पुजा ॥

## શ્રી એકાદશ પુષ્પગૃહ પૂજા.

### દોહા.

પાપસ્થાન અગ્યારમું, દ્વેષ કહે ભગવંત;
અકૃત્યમાં એ આગલો, બાંધે કર્મ અનંત. ॥ ૧ ॥

**ઢાલ—અગીયારમી.** રાગ-સોરઠ.

( મારી નાડ તમારે હાથ—એ દેશીમાં. )

વ્હાલા વીર જિનેશ્વર જન્મ જરા નિવારજોરે, પ્યારા અરંઅત પ્રભુ પરમાતમપદ આપજોરે. ॥ વ્હાલા. ॥ દ્વેષથકી ગુણીગુણ નવ લીધા, દીન દુઃખીને દુઃખ બહુ દીધા; એ મુજ દુરિતભાવને, સત્વર મારજોરે. ॥ વ્હાલા ॥ ૧ ॥ દ્વેષ ધરંતાં ધર્મ ન કીધો, નરભવ પામી કાજ ન સીધો; અશુભ કર્મશ્રેણિને નાથ સંહારજોરે. ॥ વ્હાલા. ॥ ૨ ॥ દ્વિપાયન ઋષિ દ્વેષ ધરીને, દ્વારિકાપુરનો દાહ કરીને; ખંધક સૂરિ સંયમફળ સવિ હારિયોરે. ॥ વ્હાલા. ॥ ૩ ॥ કૈરવ રાજ્ય ગયા સહુ હારી, કંસ મરી દુઃખ પામ્યો ભારી; દ્વેષ થકી સુખ લેશ નહિ દિલ ધારજોરે. ॥ વ્હાલા. ॥ ૪ ॥ તપ જપ સંયમ ગુણ સવિ બાળે, દુર્ગુણ આપી સદ્ગુણ ટાલે; રવિચંદ્ર એ દ્વેષ તજી સુવિચારજોરે. ॥ વ્હાલા. ॥ ૫ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता–
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषा निमान्सर्वदा ॥१॥

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરામૃત્યુ
નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય પુષ્પગૃહં યજા મહેસ્વાઃ

॥ इति एकादश पुष्पगृह पूजा ॥

---

## શ્રી દ્વાદશ પુષ્પપગર પૂજા.

### દોહા.

કલહ કરી સહુ પામીયા, કર્મે નરક નિવાસ;
તેહ નિવારી પૂજીયે, અરિહંત ગુણ આવાસ, ॥ ૧ ॥

### ઢાલ–બારમી. રાગ–ભૈરવી.

( મુક્તિસે જાઈ અબ્બો–એ દેશી. )

આવ્યા છું આશ ભર્યારે, વ્હાલાજી અમે; આવ્યા
છું આશ ભર્યા; દુઃખ સવિ દૂર કર્યારે, વ્હાલાજી અમે.
પંચ પ્રમાદે પાપ લહીને, નરક નિગોદ ફર્યારે; વ્હાલા.
અશુભ કર્મ ઉદયે સંસારી, આપદ અહિત વર્યારે. ॥ વ્હાલાજી.

॥ ૧ ॥ સ્વજન વિયોગી સંપદહીણા, આળ અપમાન વર્યારે; વ્હાલા. કલહ કરી નિજ કાર્ય બગાડ્યા, જન્મ અનંત કર્યારે. ॥ વ્હાલાજી. ॥ ૨ ॥ કલહથકી અપયશ બહુ હોવે, સંપને દૂર કર્યારે; વ્હાલા. ક્રૂરપણે નિજ અંતરભાવે, પાપે પિંડ ભર્યારે. વ્હાલાજી. ॥ ૩ ॥ કલહ સદા જસ ઘરમાં હોવે, આર્તકુધ્યાન ધર્યારે; વ્હાલા. લક્ષ્મી વાસ તજે તસ ઘરથી, સુખ સવિ દૂર કર્યારે. ॥ વ્હાલાજી. ॥ ૪ ॥ નિર્દય નારી નારદ એ ત્રણ, કૌતુક કલહ કર્યારે; વ્હાલા. પ્રતિહરિ આદિ નરપતિ બહુલા, કલહ યુદ્ધ કર્યારે. ॥ વ્હાલાજી. ॥ ૫ ॥ સમરથ જાણી શરણે આવ્યા, ભવદુઃખ દૂર કર્યારે; વ્હાલા. રવિચંદ્ર પ્રભુ પાર ઉતારો, કરૂણાભાવ ધર્યારે. ॥ વ્હાલાજી. ॥ ૬ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता—<br>
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।<br>
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं<br>
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदा ॥१॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય પુષ્પપગરં યજામહેસ્વાહા.

॥ इति द्वादश पुष्पपगर पूजा. ॥



# શ્રી ત્રયોદશ અષ્ટમંગલ પૂજા.

## દોહા.

તેરમું પાપસ્થાન તજો. અભ્યાખ્યાન સુજાણ;
કૂડા કલંક ચડાવતાં, નાશે નિજપર પ્રાણ. ।। ૧ ।।

## ઢાલ-તેરમી.

( આગમની આશાતના-એ દેશી. )

વચન વિચારી બોલીયે પ્રિયકારી, પ્રિયકારી નિજહિ-તકારી; પરદૂષણ પાપ નિવારી, મિત મધુરી વાણુ. ।। વચન. ।। ૧ ।। અછતા આળ કેહને કદી દીજે, પરદોષ પ્રકાશ ન કીજે, સદ્ગુણમાં પ્રેમ ધરીજે, ચિત્ત પ્રસન્ન ભાવ. ।। વચન. ।। ૨ ।। પરના દોષ પ્રકાશતાં ગુણ હારે, મરે આપકાં પર ને મારે; લહી અપયશ ભમત સંસારે, પામે, દુઃખ, અપાર. ।। વચન. ।। ૩ ।। વણિકવધૂ વચને કરી દુઃખ આણી, ચાર પ્રાણીતણી થઈ હાણી, સુભદ્રા સાસુ પાપે ભરાણી, સતી શીલ અખંડ. ।। વચન. ।। ૪ ।। વ્રતધરના ગુણ બોલીયે બ્રહ્મચારી, તસ દૂષણ દૂર નિવારી; રવિચંદ્ર જિન નામ સંભારી, તરીયે સંસાર. ।। વચન. ।। ૫ ।।

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता–
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदा ॥१॥

ૐ -હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય અષ્ટમંગલં, યજા મહેસ્વાઃ

॥ इति त्रयोदश अष्टमंगल पूजा ॥

---

## શ્રી ચતુર્દશ ધૂપ પૂજા.

### દોહા.

પિશુન પરમ પાપી કહ્યો, લુંપકપરઉપકાર;
ઝગડા કરાવે જગતમાં, દુર્ગતિ જાવણહાર. ॥ ૧ ॥

ઢાલ–ચૌદમી. રાગ–આશાવરી.

( ક્યાંથી આ સંભળાય મધુરસુર,–એ દેશી. )

જગજન તારણહાર, પૂજો ભવિ;
જગજન તારણહાર.

### સાખી.

ધ્યાન ધૂપ કરી કર્મ જલાવો, મંત્ર જપી નવકાર;

પ્રભુ ગુણુ ગાતાં વરીયે સત્તા, ગુણુ ધરી વિનય. વિચાર પૂજો. ॥ ૧ ॥ પિશુનપણું પરભવ દુઃખ દાતા, આ ભવ અનરથકાર; ભોજન માટે શ્વાન સેવા કરે, સહુતો કષ્ટ અપાર. ॥ પૂજો ભવિ. ॥ ૨ ॥ તેહુથી ભુંડો સ્વામિદ્રોહી. પિશુન ખરો ચંડાલ; જીભે યશ લેવાને ચાહે, પણ અપયશ તત્કાલ. ॥ પૂજો ભવિ. ॥ ૩ ॥ પાસે ન રાખે સજ્જન કોઇ, ધરે ન કો વિશ્વાસ; જંજ કરાવે જાત લજાવે, જન્મ વૃથા પણ તાસ. ॥ પૂજો ભવિ. ॥ ૪ ॥ રવિચંદ્ર કહે દૂર નિવારો, પૈશુન્ય પાપ અપાર; ગુણગ્રાહી થઈ સરલ સ્વભાવે, આરાધો ગુણુ સાર. ॥ પૂજો ભવિ. ॥ ૫ ॥

## काव्यं.

ये संसार पयोनिधा वसु मतः कृत्वा विमोहांधिता-
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वो मृताख्य नगरीं गंतुं स्पृहा सत्वरं,
तद्दूरीं कुरुता खिलान् गुणहरानदोषानिमान्सर्वदा.॥१॥

ॐ ह्रीं श્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય ધૂપં યજા મહેસ્વાઃ

इति चतुर्दश धूपपूजा.

# શ્રી પંચદશ અક્ષત પૂજા.

## દોહા.

રમણ કરો નિજ રૂપમાં, અવર તજી અવિચાર;
આતમ ધ્યાને પામીયે, આતમ જ્ઞાન વિચાર. ॥ ૧ ॥

## ઢાલ—પન્નરમી.

( નાથ કૈસે ગજકો બંધ છોડાયો—એ દેશી. )

સુજન નિર્દંભી નાથ નમીજે, શુદ્ધ આતમ ધ્યાન કરીજે. ॥ સુજન. ॥ આતમ ધ્યાને નિજ ગુણ પાવે, રતિ અરતિ દોય વારી; નાણ દંસણ વર ચરણ અનંતા, વિપરીત વાત વિસારી. ॥ સુજન. ॥ ૧ ॥ મન અનુકુલે સંપદ યોગે, સ્વજન કુટંબ સવિ જોઈ; હુકમ પરે સવિ હરખ જણાવે, અધિક રતિ મન હોઇ. ॥ સુજન. ॥ ૨ ॥ ત્યાં અરતિ પ્રતિકૂલ સંયોગે, ક્ષણ ક્ષણ અધિકી હોવે; ઈષ્ટ, વિયોગે અતિ દુઃખ પાવે, નિજ ગુણ આનંદ ખેવે. ॥ સુજન. ॥ ૩ ॥ અરતિ રતિ પર વસ્તુ યોગે, હાનિ વૃદ્ધિસેં હોઈ; ચેતનરાજને ભાન ભૂલાવે, કર્મ બધાવે દોઇ. ॥ સુજન. ॥ ૪ ॥ રતિ અરતિ દોય દૂર નિવારી, પુરૂષોત્તમ પૂજીજે; રવિચંદ્ર નિજ આતમ ધ્યાને, પરમાતમ પદ લીજે. ॥ સુજન. ॥ ૫ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता-
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वोमृताग्व्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदाः ॥१॥

ૐ રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય અક્ષતં યજામહેસ્વાહા

॥ इति पंचदश अक्षत पूजा ॥

---

## શ્રી ષોડશ ગીત પૂજા.

### દોહા.

વીત રાગ વિણુ કો નહિ, પૂરણ ગુણુ ભગવંત;
આતમ ભાવે અરચીયે, કરવા દુઃખનો અંત. ॥ ૧ ॥

### ઢાલ-સોલમી.

( એ વ્રત જગમાં દીવો—એ દેશી. )

વિમલાચલ જઈ વસીયે, ॥ ચાલોને સખી વિમલા. ॥
આદીશ્વર પ્રભુ અંગ પખાલી, અવિનાશી પુર વસીયે.
પૂજન કરતાં પાવન થઈયે; દર્શનથી ઉલ્લસીયે. ॥

ચાલોને. ॥ ૧ ॥ સોલમું પાપ સ્થાનક તજો શાણા, પરપરિવાદ ન વદીયેં; પરનિંદા કરતાં પરલોકે, નરક નિગોદે વસીયે. ॥ ચાલોને. ॥ ૨ ॥ અનર્થકારી આ પદ પામે, નિંદક નામ ન ધરીયે; અવગુણ પામે સુકૃત ધામે, અંતે દુર્ગતિ વરીયે. ॥ ચાલોને. ॥ ૩ ॥ ગુણ અવગુણથી સહુજન ભરિયા, સર્વ ગુણીજિન નમીયે; નિજ દુર્ગુણની નિંદા કરતાં, પૂર્વ દોષ ઉપશમીયે. ॥ ચાલોને. ॥ ૪ ॥ અવગુણ ઢાંકી પરગુણ કહીયે, સદ્ગુરૂ શિક્ષા ધરીયે; કૃષ્ણ પરે સુખ લીલા લહીયે, રવિચંદ્ર સુખ વરીયે. ॥ ॥ ચાલોને. ॥ ૫ ॥

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता-
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान् गुणहरान्दोषानिमान्सर्वदा. ॥१॥

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય ગીતં યજા મહેસ્વાઃ

॥ इति षोडश गीत पूजा ॥



# શ્રી સપ્તદશ નૃત્ય પૂજા.

## દોહા.

કૂડ કપટ બિહું એકઠા, હોઈ કરે બહુ હાણ;
સમજુ સત્તરમું તજો, કર્મ બંધનું ઠાણ. ॥ ૧ ॥

## ઢાલ-સત્તરમી.

( સોના રૂપા કે સોગઠે—એ દેશી. )

પાપ સ્થાનક નવિ સેવીયે, સત્તરમું દુઃખ ખાણી; અશુભ કર્મ આવે ઘણા, એહવી જિન વાણી. પાપ. ॥ ૧ ॥ બગલા પરે પગલાં ભરે, કરી કપટ વિશેષે; જીભે તો જીજી કરે, પર દોષ પ્રકાશે. ॥ પાપ. ॥ ૨ ॥ યત્ન થકી જૂઠું લવે, અંતર બહુ દોષી; ભોળા જન ભરમાવતો, પર વંચન હોંશી. ॥ પાપ. ॥ ૩ ॥ માયા મોષ દૂષણ તજો, થઈ સરલ સ્વભાવી; આતમ અર્પણ કીજીયે, પ્રભુ શરણે આવી. ॥ પાપ ॥ ૪ ॥ નિર્મળ ચિત્ત ઘરમાં વસી, શુભ ધ્યાન ધરીજે; પર ઉપકાર ન ભૂલીયે. ગુણી સ્તવન કરીજે. ॥ પાપ ॥ ૫ ॥ ક્ષણ ભંગુર સવિ સંપદા, દેખી રાજી ન રહીયે; રવિચંદ્ર પરમાતમા, પૂજી પાવન થઇએ. ॥પાપ.॥૬॥

## काव्यं.

ये संसार पयोनिधा वसु मतः कृत्वा विमोहांधिता—
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः । भो
भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा, सत्वरं, तदूरी
कुरुता खिलान् गुण हरान दोषा निमान्सर्वदा. ॥ १ ॥

ૐ -હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય નૃત્યં યજામહેસ્વાહાઃ

॥ इति सप्तदश नृत्य पूजा, ॥

---

## શ્રી અષ્ટાદશ વાજીત્ર પૂજા.

### દોહા.

પાપ સ્થાન અઢારમું, સેવંતાં બહુ પાપ;
મિથ્યાતે ફોગટ સવિ, તપ સંયમ તન.તાપ. ॥ ૧ ॥

### ઢાલ—અઢારમી.

( પિયુજી મેં સંજમ લઉંગી—એ દેશી. )

પૂજન કરીયેં નાથ, પ્રભુ પદ પૂજન કરીયે. કાલ અનાદિ મિથ્યાત આવેશે, જાણ્યો ન જગદાધાર. ॥પ્રભુપદ॥

પુણ્ય પાપ હોય ભેદ ન જાણ્યા, જાણ્યો ન સદ્ગતિ બાર. ॥ પ્રભુ પદ. ॥ ૧ ॥ સાર અસાર ન સમજ્યો સાને, જ્ઞાન રહિત અવતાર; ॥ પ્રભુ પદ. ॥ નિજ પર વસ્તુ સ્વભાવ ન જાણ્યો, મિથ્યા મોહ મજાર. ॥ પ્રભુ પદ. ॥ ૨ ॥ પરદારા પર દ્રવ્યે મુંજાણો, કીધો ન પર ઉપકાર; ॥ પ્રભુ પદ. ॥ પર પરિવાદે પ્રીત ધરીને, પામ્યો દુઃખ અપાર. ॥ પ્રભુ પદ. ॥ ૩ ॥ જડ વસ્તુ સવિ નિજ કરી જાણી, તન ધનને પરિવાર. ॥ પ્રભુ પદ. ॥ ધર્મ અધર્મ કરીને મેં જાણ્યો, સંત અસંત વિચાર. ॥ પ્રભુ પદ. ॥ ૪ ॥ પરવશ મડતાં દુઃખ બહુ દીઠાં, છેદન ભેદન માર. ॥ પ્રભુ પદ. ॥ વેદના સહી મેં જન્મ મરણની, તે જાણે કિરતાર. ॥ પ્રભુ પદ. ॥ ૫ ॥ મિથ્યાત્વે સહુ તપ જપ નિષ્ફલ, સંયમમાં નહિ સાર. ॥ પ્રભુ પદ. ॥ વ્રત પચ્ચખાણ વૃથા થઈ જાયે, દુઃખ અનંત સંસાર. ॥ પ્રભુ પદ. ॥ ૬ ॥ ગુરૂ સત્સંગે સમકિત પામી, દર્શન મોહ વિનાશ. ॥ પ્રભુ પદ. ॥ રવિચંદ્ર કહે સુખ અનંતા, લહીયેં શિવપુર વાસ. ॥ પ્રભુ પદ. ॥ ૭ ॥

---

## काव्यं.

ये संसारपयोनिधावसुमतः कृत्वा विमोहांधिता—
नाकृष्यैव निपातयंति सहसा भव्यांगिनो सेविताः ।
भो भव्या ! यदि वोमृताख्यनगरीं गंतुं स्पृहा सत्वरं
तद्दूरीकुरुताखिलान गुणहरान्दोषानिमान्सर्वदा ॥१॥

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેશ્વરાય વાજીત્રં યજા મહેસ્વાહાઃ,

॥ इति अष्टादश वाजीत्र पूजा. ॥

---

## શ્રી કળશ.

ગાયો ગાયો રે મહાવીર જિનેશ્વર ગાયો, સિદ્ધારથ કુળ દીપક નમીયે, અંતિમ અરિહંત રાયો; કર્મ હણી કેવલ પ્રગટાયો, શિવપુર પંથ બતાયો રે. ॥ મહાવીર. ॥ ૧ ॥ અંતરાય પાપ નિવારક પૂજો, પરમાતમ જિનરાયો; દુઃખ દોહગ સવિ વિઘ્ન નિવારી, સ્વર્ગ મુક્તિ પદ પાયો રે. ॥ મહાવીર. ॥ ૨ ॥ અચલ ગચ્છ શ્રી આર્યરક્ષિત ગુરૂ, તસ જયસિંહ સૂરિરાયોં; ધર્મઘોષ તસ મહેંદ્રસિંહ ગુરૂ, શ્રી સિંહપ્રભ ગુણગાયોરે. ॥ મહાવીર, ॥ ૩ ॥ અજિત સિંહ તસ દેવેંદ્રસિંહ ગુરૂ, ધર્મપ્રભ મુનિરાયો; સિંહતિલક

સૂરિ મહેંદ્રપ્રભ ગુરૂ, શ્રીમેરૂપ્રભસૂરિરાયોરે.ાામહાવીર. ાા૪ાા જયકીર્ત્તિ તસ શ્રીજયકેસરી, સિદ્ધાંતસાયર સૂરિરાયો; ભાવ સાગર ગુરૂ ગુણનિધાનસૂરિ, ધર્મમૂર્ત્તિ મુનિરાયોરે. ાા મહાવીર. ાા ૫ ાા કલ્યાણ અમર વિદ્યાસાગર ગુરૂ. ઉદયસાગર સૂરિ-રાયો; કીર્ત્તિ સાયર પુણ્ય રાજેંદ્રસૂરિ, મુક્તિસાગર મુનિ-રાયોરે. ાા મહાવીર. ાા ૬ ાા રત્નસાયરસૂરિ વિવેકસાગર, જિનેંદ્રસાગર સૂરિરાયો; રવિચંદ્ર પ્રભુ ભક્તિ નિમિત્તે, પર ઉપકાર કરાયોરે. ાા મહાવીર. ાા ૭ ાા હંડ નયનિધિ ગગન સંવત્સર, જેષ્ઠ માસ ગુણ ગાયો; મુંબઈ નયરે રહી ચોમાસું, એ અધિકાર બનાયોરે. ાા મહાવીર. ાા ૮ ાા

॥ इति मुनि महाराजश्री रविचंद्रजी विरचित अष्टादश पापस्थानक पूजा.

---

# મુનિ મહારાજશ્રી રવિચંદ્રજી કૃત અંતરાયકર્મ નિવારક પૂજા.

## પ્રથમ શ્રી ન્હવણ પૂજા.

### દોહા.

અગમ અગોચર અઘહરા, અજર અમર અરિહંત; અકલ સ્વરૂપી અજ પ્રભુ, અલખ ગુણે ગુણવંત. ॥ ૧ ॥ અમલ અખંડ અભેદતા, અભય અદૂષણ સંત; અભંગ અલેપ અખેદતા, નમીયે નાણ અનંત. ॥ ૨ ॥ અતીત અનાગત કાલના, વર્તમાન જિન વીશ; તીર્થંકર ત્રિભુવન તિલક, પરમાતમ જગદીશ. ॥ ૩ ॥ વીતરાગ વંદન કરી, પ્રણમી સદ્‌ગુરૂપાય; અંતરાય અરિ ટાલવા, પૂજીશું પ્રભુ પાય. ॥ ૪ ॥ આશા અધિકી અંતરે પામ્યો નહિ તસ અંત; અંતરાય ઉદયે કરી, દીઠાં દુઃખ અનંત ॥ ૫ ॥ અલ્પ પુણ્ય યોગે કરી, ધન પામ્યો કંઈ વાર; વિણ દીધે વિણ ભોગવ્યે, હાર્યો નર અવતાર. ॥ ૬ ॥ સદ્‌ગતિ સાધન સર્વમાં, વિઘન કરે અંતરાય; ફરતાં ચૌગતિ ચોકમાં, સંસારી કહેવાય. ॥ ૭ ॥ અંતરાય ઉચ્છેદીને, વરિયા જે નિજરાજ;

તે અરિહાને પૂજતાં, સીજે વંછિત કાજ. ॥ ૮ ॥ તે કારણ આ પૂજના, રચશું અષ્ટ પ્રકાર; ઇહ પરભવ સુખ સંપદા, દુરિત નિવારણ હાર. ॥ ૯ ॥

ઢાલ–પહેલી. રાગ–રામગ્રી.

કર જોડી જિન આગલે, કહીયેં સઘલી વાત; પાતક પૂર્વે આચર્યા, સુણજો ત્રિભુવન તાત. ॥ કર જોડી. ૧ ॥ આગમ વયણ ઉથાપીયા, મમતા ધરી અભિમાન; વિપરીત પ્રરૂપણા આદરી, ભૂલી જઈ નિજ ભાન. ॥ કર જોડી. ૨ ॥ દુઃખીયાને આપી ન સહાયતા, ભણતાં કર્યો અંતરાય; દાન દીયંતાં વારિયા, લીધી દીનની હાય. ॥ કર જોડી. ૩ ॥ નિંદા કરી ગુણવંતની, માન હણ્યો ગુરૂરાય; ધર્મિમર્મ પ્રકાશિયા, ઇર્ષ્યા અધિક કરાય. ॥ કર જોડી. ૪ ॥ પરની થાપણ ઓલવી, કૂડા લેખ લખાય; વ્યાપારે જૂઠ બોલીયા, સરસેં નિરસ મિલાય. કર જોડી. ૫ ॥ પશુ આ દીન દુઃખી નરા, ભૂખ્યા રાખી બાલ; આપ જમ્યો નીચ નર પરે પરપીડા ન નિહાલ. ॥ કર જોડી. ૬ ॥ બાલ કુમારિકા ભોલવી, વેચ્યા જઈ પરદેશ; પોપટ ઘાલ્યાં પાંજરે, આણ્યો વિવેક ન લેશ. ॥ કર જોડી. ૭ ॥ ગાડેં ભાર અધિક ભરી, બળદોને દુઃખ દીધ, કરણ કરાવણ અનુમતિ ત્રણે સરિખા કીધ. ॥ કર જોડી. ૮ ॥ પરદારા સું રંગે રમ્યો, લોપી નિજકુળ રીત; આરંભ કર્મમાં આગલો, ન કરી પ્રભુ સું

પ્રીત. ॥ કર જોડી. ૯ ॥ રંક જનોને સંતાપીયા, કરી તસ વૃત્તિનો ભંગ; ધન યૌવન મદે રાચીયો, ન કર્યો સદ્ગુરૂ સંગ. ॥ કર જોડી. ૧૦ ॥ પરમાતમ નવિ પૂજીયા, પૂજક કરી અંતરાય; જિન અણગાર નમ્યો નહિ, મત્સર ધરી મન માંય. ॥ કર જોડી. ૧૧ ॥ પ્રાણ હણ્યા પર જીવના, દવ દીધાં વનરાય; ગર્ભ હત્યા ગુરૂ પાતકી, કીધા અધિક અન્યાય. ॥ કર જોડી. ૧૨ ॥ અંતરાય કર્મ ઇણિ પરે, બાંધી ચઉ ગતિ માંય; વિપાકે દુઃખ પામીયો, અંતરજામી રાય. ॥ કર જોડી. ૧૩ ॥ સોમ સિરિ પ્રભુ પૂજતી, પામી પદ નિર્વાણ; મુજને પણ તિમ આપજો, જિન રવિચંદ્ર સુજાણ. ॥ કર જોડી. ૧૪ ॥

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલં યજા મહેસ્વાહાઃ

॥ इति प्रथम न्हवणपूजा ॥



# દ્વિતીય શ્રી વિલેપન પૂજા.

## દોહા.

ભવ દવ તાપ સમાવવા, જલધર સમ જિનરાજ; પૂજંતાં પાતક ટલે, સીજે વાંછિત કાજ. ॥ ૧ ॥ પૂજક પૂજ્યપણું લહે, ભાવ સમો નહિ કોય; ધર્મ કર્મ સવિ ભાવથી, આરાધક પદ જોય. ॥ ૨ ॥

## ઢાલ-બીજી. સલુણાની દેશી.

કરપી ભુંડો સંસારમાંરે, જેમ કપીલા નાર. ॥ સલુણા. ॥ દાન ન દીયો મુનિરાયનેરે, શ્રેણિકને દરબાર. ॥ સલુણા. ૧ ॥ કરપી ॥ ઉપદેશ કરપી ન સાંભલેરે, સદ્‌ગુરૂ ચરણે આય; ॥ સલુણા. ॥ તે રિણ સુમતિ ન આદરેરે, પામે નહિ કદી ન્યાય.॥ સલુણા.૨॥ કરપી॥ જ્ઞાન વિના પશુ સારિખારે, પામે નહિ જિન ધર્મ; ॥ સલુણા. ॥ પરભવ પીડા ન સાંભરેરે, અંતર અરતિ ભર્મ.॥સલુણા.૩॥ કરપી॥દાનાંતરાય યોગે કરીરે, દાયક ગુણ શુભ રીત; ॥ સલુણા ॥ પામે ન પર ઉપદેશથીરે, રહે સદા અવિનીત.॥સલુણા.૪॥કરપી॥ કૃપણ લક્ષ્મીવંતનેરે, સ્વજન કુટંબ રહે દૂર; ॥ સલુણા. ॥ મિત્રાઇ કોઈ ન આદરેરે, પામે દુઃખ ભરપૂર. ॥ સલુણા. ૫ ॥કરપી॥અલ્પ ધની પણ દાનથીરે, પામે જગ યશવાદ; ॥ ॥ સલુણા. ॥ વંછે બહુ જન તેહનેરે, ઉપજે મન આલ્હાદ.

॥ સલુણા.૬॥કરપી॥કૃપણપણું તસ સાંભલીરે, આવે ન ઘર મુનિરાજ; ॥ સલુણા. ॥ ત્યાં જાતાં અપ્રીતિ હુવેરે, વિણસે નિજ પરકાજ. ॥ સલુણા. ૭॥કરપી॥દીન દુઃખી તસ આંગણેરે, જાવે નહિ કોઈ વાર; ॥ સલુણા. ॥ ખાવે ન ખરચે ધર્મ-માંરે, ન કરે પર ઉપકાર. ॥ સલુણા.૮॥કરપી॥સ્મશાન સમ ઘર તેહનુંરે, સુકૃત્ય તરૂ સુકાય; ॥ સલુણા. ॥ પાપે ધન ભેલું કરીરે, અંતે દુર્ગતિજાય.॥ સલુણા.૯॥કરપી॥ બહુ જલ ખારા સાગરારે, કોને ન આવે કામ; ॥ સલુણા. ॥ અલ્પ જલી દ્રહ રૂઅડારે, તરસિત જન સુખ ઠામ. ॥ સલુણા. ૧૦॥કરપી॥દાનાંતરાયને તોડવારે, પૂજો અરિહા અંગ;॥સલુ-ણા. ॥ જેમ જયસૂર ને શુભ મતિરે, પામ્યા શિવ વધૂ સંગ. ॥ સલુણા. ૧૧॥ કરપી॥તુંગીયાપુર પ્રભુ શ્રાવકોરે,દાન ગુણે ગુણવંત; ॥ સલુણા. ॥ પંચમ અંગે વખાણીયારે, અંતિમ રવિ અરિહંત. ॥ સલુણા. ૧૨ ॥ કરપી ॥

ૐ -હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃ-ત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલં યજા મહેસ્વાહાઃ

॥ इति द्वितीय विलेपन पूजा ॥

---

# તૃતીય શ્રી વસ્ત્રપૂજા.

## દોહા.

અવિચલ સ્થાને અવતર્યા, અવિચલ ગુણુ આવાસ; અવિચલ પદ લેવા ભણી, પૂજીજે પદ જાસ. ॥ ૧ ॥ પુદ્ગલ સંગ નિવારીને, વરિયા નિજ ગુણુ ભોગ; તે પરમાતમ પૂજીયે, હરવા ભવદુઃખ રોગ. ॥ ૨ ॥

## ઢાલ–ત્રીજી. મન મોહનની દેશી.

અંતરજામી આગલે, મન મોહન મેરે. કહિયે બિહુ કર જોડ, ॥ મન. ॥ ઇણુ સંસારે આપદા, ॥ મન. ॥ સહી બહુ દુઃખની કોડ. ॥ મન. ॥ ૧ ॥ ધન મેલવવા કારણે. ॥ મન. ॥ ફરીયો દેશ વિદેશ; ॥ મન. ॥ પરઘર પરની સેવના, ॥ મન. ॥ કીધી લહી બહુ વેશ. ॥ મન. ॥ ૨ ॥ જલવટ સ્થલ વટ બહુ ભમ્યો, ॥ મન. ॥ શોધી ધાતુ અનેક; ॥ મન. ॥ ભૂમિ ખોદી નિધિ કારણે. ॥ મન. ॥ રાખી નહિ નિજ ટેક. ॥ મન. ॥ ૩ ॥ પૂરવ ભવ અંતરાયથી, ॥ મન. ॥ દુષ્ટ કર્મને યોગ; ॥ મન. ॥ કવડી એક ન પામીયો, ॥ મન. ॥ કરતો બહુ મન શોક. ॥ મન. ॥ કૃષ્ણુ સુત ઢંઢણુ મુનિ, ॥ મન. ॥ ફરે નિત ગોચરી કાજ; ॥ મન. ॥ પશુઓના અંતરાયથી, ॥ મન. ॥ આહારરહિત મહારાજ. ॥ મન. ॥ ૫ ॥ આહાર પાણી વિણુ વિચારતાં.

॥ મન. ॥ આદીશ્વર જિનરાય; ॥ મન. ॥ વરસ દિવસ પરિસહ સહી, ॥ મન. ॥ અંત કીયો અંતરાય. ॥ મન. ॥ ॥ ૬ ॥ શેલડી રસ વહોરાવીયો, ॥ મન. ॥ શ્રી શ્રેયાંસકુમાર; ॥ મન. ॥ વરસી તપ કીયો પારણું. ॥ મન. ॥ પ્રથમ પ્રભુ અણગાર. ॥ મન. ॥ ૭ ॥ મિથ્યાત્વે વાહ્યો જીવડો, ॥ મન. ॥ સમજે ન સાર અસાર; ॥ મન. ॥ આરત ધ્યાને આતમા, ॥ મન. ॥ પામે ન સુખ લગાર. ॥ મન. ॥ ૮ ॥ મૂઢમતિ અવલું કરે, ॥ મન. ॥ આપ છંદે અવતાર; ॥ મન. ॥ તુજ આગમ વાણી સુણી, ॥ મન. ॥ સમકિતી ચાખે સાર. ॥ મન. ॥ જેમ પુણીયો શ્રાવક સદા, ॥ મન. ॥ ધરી શુભ ભાવ સંતોષ, ॥ મન. ॥ વિધિસહિત પ્રભુ પૂજતા, ॥ મન. ॥ ટાલી અંતર રોષ, ॥ મન. ॥ ૧૦ ॥ કર્મપવને પ્રેર્યો થકો, ॥ મન, ॥ ચઉગતિ દિશુ મઝાર; ॥ મન. ॥ ધ્વજની પરે હું પણ ભમ્યો, ॥ મન. ॥ અનંત અનંતી વાર. ॥ મન. ॥ ૧૧ ॥ અંતરાય વારક આપને, ॥ મન. ॥ શરણે આવ્યો સુજાન; ॥ મન. ॥ તે દુઃખ દૂર નિવારવા, ॥ મન. ॥ પ્રણમે રવિ ભગવાન. ॥ મન. ॥ ૧૨ ॥

ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રીમતે૦ વસ્ત્રંયજામહેસ્વાહા:

॥ इति तृतीय वस्त्रपूजा. ॥



# ચતુર્થ શ્રી પુષ્પ પૂજા.

## દોહા.

દુર્ગતિ દુર્ગંધ વારવા, વરવા સુગતિ સુવાસ; સુમનસથી પ્રભુ પૂજીયે, વરિયે અવિચલ વાસ. ॥ ૧ ॥ એકવારના ભોગમાં, વસ્તુ જેહ વપરાય; અશન પાન વિલેપને ભોગ કહે જિનરાય. ॥ ૨ ॥

## ઢાલ—ચોથી.

( ગિરિવર દરિસન વિરલા પાવે—એ દેશી. )

જિનવર ધર્મતણી બલિહારી, સેવંતા સુખ સંપદ કારી. ॥ જિનવર. ॥ મિચ્છત અભવ્ય ન નયણે નિહાલે, ઘૂક ન દેખે કિરણ હજારી. ॥ જિનવર. ॥ ૧ ॥ ત્રણ લોકે જસ મહિમા મોટો માને સુર નર—નાથ મુરારી. ॥ જિનવર ॥ પાપી પણ નિજ પાપ પ્રજાલી, પહોતા શિવપુર થઇ અણુઆરી. ॥ જિનવર. ॥ ૨ ॥ તે વિણુ નરક નિગોદે પડીયો. વેદના સહી તનુ કષ્ટ અપારી; ॥ જિનવર. " એમ ભમતાં કદી નવભવ પાયો. અંતરાય કર્મ ઉદયથી ભિખારી, ॥ જિનવર. ॥ ૩ ॥ મયણા ભગિનો નાચ નચાયો, પરવશ રહી દુઃખ દીઠ અસારી. ॥ જિનવર. ॥ કૂકડો ચંદરાજાને બનાયો, નરભવ માંહિ પશુ અવતારી. ॥ જિનવર. ॥ ૪ ॥ સોલ વરસ વિયોગે રહેતી; ગુણાવલી ગુણવંતી નારી;

॥ જિનવર. ॥ પૃથ્વીપતિ ભીમસેન સુણીજે, દેશ વિદેશે પર ઘર ચારી. ॥ જિનવર. ॥ ૫ ॥ પાંચે પાંડવ વનમાં ભમિયા; દ્રૌપદી દાસી થઇ પદચારી; ॥ જિનવર. ॥ પ્રિય વિયોગે બહુ દુઃખ પામી, સતીય શિરોમણિ મલયા વિચારી.॥ જિનવર. ॥ ૬ ॥ પાઉસ નિશિયે શ્રેણિક દેખે, મમ્મણ શેઠ વિટંબન ભારી; ॥ જિનવર. ॥ અંતરાય સ્થાન સેવનસેં પાયો, નિસ્તેજ નિર્ધન ગતિ અવતારી. ॥ જિનવર. ॥ ૭॥ કબહી કષ્ટે ધનપતિ થાવે, અંતરાયકર્મ ઉદય અવિચારી. ॥ જિનવર. ॥ રોગી શોગી અન્ન અરૂચિ, પરવશતાયે ન ઉત્તમ આહારી. ॥ જિનવર. ॥ ૮ ॥ કૂપની છાયા કૂપ સમાવે તેમ સવિ ઇચ્છા અંતરંચારી; ॥ જિનવર. ॥ કાજ ન હોવે કર્મ બંધાવે, ફોગટ અરાત અધિક કરનારી. ॥જિનવર. ॥ ૯ ॥ ક્ષાયિક ભાવે નિજ ઋદ્ધિ ભોગી, પૂજી પ્રભુ અંતરાય નિવારી; ॥ જિનવર. ॥ જ્યોતમાં જ્યોત મિલે શિવ મંદિર. સાદિ અનંત રવિ સુખકારી. ॥ જિનવર. ॥ ॥ ૧૦ ॥

ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે૦ પુષ્પં યજા મહેસ્વાહા:

॥ इति चतुर्थ पुष्पपूजा ॥

---

# પંચમ શ્રી આભરણ પૂજા.

## દોહા.

નિરાકાર નિર્વાણું જિન, આતમ ઋદ્ધિ અનંત; સાધક કાજે સ્થાપના, અલંકાર શુભ ચિત્ત. ॥ ૧ ॥ ફરિ ફરિ તેહિજ ભોગવે, તે કહિયે ઉપભોગ; ચીવર ભૂષણ વલ્લભા, ગેહાદિક સંયોગ. ॥ ૨ ॥

## ઢાલ—પાંચમી.

( રંગ રસિયાની દેશી. )

કર જોડી આગલ રહી, મન મોહનજી; પદ પૂજી જિનરાજ, મનડું મોહ્યું રે. ॥ મન મોહનજી. ॥ દુર્ગતિ દુઃખ દૂરે કરી, મન મોહનજી; માગો શિવ સુખરાજ. મનડું—॥ મન. ॥ ૧ ॥ જન્મ જરા મરણે કરી, મન. દીઠાં દુઃખ મેં બહુ કાલ, મનડું—॥ મન. ॥ તુમ સરિખો દીઠો નહી, મન; જગમાં દેવ દયાલ. મનડું—॥ મન. ॥ ॥ ૨ ॥ અંતરાય ઉદયે કરી, મન; પામ્યો નહિ સુખ લવ લેશ; મનડું—॥ મન. ॥ મન વાંછા મનમાં રહી, મન. બાંધ્યા કર્મ વિશેષ; મનડું—॥ મન. ॥ ૩ ॥ સંસારી પર છંદના, મન. નિર્ધન દુઃખીયા લોક; મનડું—॥ મન. ॥ પવન પ્રિયા અંજના સતી, મન. બાવીશ વર્ષ વિયોગ;

મનડું—॥ મન. ॥ ૪ ॥ નળ દમયંતી જાણીયે, મન. બાર વરસ વનવાસ; મનડું—॥ મન. ॥ વિવિધ વિટંબન દેખીયા, મન. કર્મે કીધા દાસ; મનડું—॥ મન. ॥ ૫ ॥ લક્ષ્મણ રામ હોય બાંધવા, મન. વનવાસે રહી જાય; મનડું—॥ મન. ॥ સત્યવતી સીતા સતી, મન. રાવણ ઘર પહોંચાય; મનડું—॥ મન. ॥ ૬ ॥ હરિશ્ચંદ્ર હલકો કર્યો, મન. બાર વરસ દુઃખ દીધ; મનડું—॥ મન. ॥ એમ અનેક નર રોલવ્યા, મન. કર્મે સવિ સુખ લીધ; મનડું—॥ મન. ॥ ૭ ॥ ઉપભોગ બાધક વારવા, મન. પૂજો અરિહા અંગ; મનડું—॥ મન. ॥ દુઃખીયાના દુઃખ ભાંગવા, મન. મનમાં ધરી ઉછરંગ; મનડું—॥ મન. ॥ ૮ ॥ પર ઉપકારી પ્રાણીયા, મન. પામે પરમ કલ્યાણ; મનડું—॥ મન. ॥ રવિચંદ્ર પદ ભોગવી, મન. અંતે લહે નિર્વાણ; મનડું—॥ મન. ॥ ૯ ॥

ૐ-હ્રીંશ્રીં પરમ૦ શ્રીમતે૦ આભરણં યજા મહેસ્વારીઃ

॥ इति पंचम आभरण पूजा. ॥



## ષષ્ઠ શ્રી વાસ પૂજા.

### દોહા.

વીર્ય વિઘન ઉદયે કરી, તન મન બલની હાણ; પામે નહિ પુણ્ય કારણે, વરવા સુકૃતં ઠાણ. ॥ ૧ ॥ વાસ સુગંધે પૂજીયે, જિન શાસન સુલતાન; ભાવે ભવિ ભવજલ તરે, ભાવ થકી ભગવાન. ॥ ૨ ॥

### ઢાલ—છઠ્ઠી.

( સાહિબ શિવ વસિયા—એ દેશી. )

અતુલી બલ અરિહંતજી રે, પરમ ગુરૂ પરમેશ; ॥ ॥ દાયક દિલ વસિયા. ॥ ચરમ પયડી ચૂરણ કરી રે, ચરમ પ્રભુ જગદીશ. ॥ દાયક. ॥ ૧ ॥ વીતરાગ મન મોહનારે, વરજિત દૂષણ દેવ; ॥ દાયક. ॥ દર્શનથી દુઃખ મેટીયારે, ચાહું સુખ કર સેવ. ॥ દાયક. ॥ ૨ ॥ હમ નહિ રાજી ક્ષય ઉપશમસે, દીજે ક્ષાયિક દાન; ॥ દાયક. ॥ શિવપુર પંથ નિહાલવારે, દેજો નિર્મલ જ્ઞાન. ॥ દાયક. ॥ ॥ ૩ ॥ ક્ષીણ તનુ બલ હીનતારે, શોચ કરે ગુણહીન; ॥ દાયક. ॥ પંગુપણું પરવશ રહે રે, વીરો શાલવી દીન. ॥ દાયક. ॥ ૪ ॥ શક્ર ચક્રી હરિ બલપરે રે, અધિક બલી ભગવાન; ॥ દાયક. ॥ અક્ષય બલ બાહુ બલિ સુણ્યારે,

વાલી કુમર ગુણવાન; ॥ દાયક. ॥ ૫ ॥ દુર્ગતિમાં ફરી ફરી વસ્યો રે, નિર્મલ કુલ અવતાર; ॥ દાયક. ॥ દુર્જન સંગે દુઃખ સહ્યાં રે; પૂરવ કર્મ વિચાર. ॥ દાયક. ॥ ૬ ॥ અરિહંત ધર્મ ન આદર્યો રે, સમજ્યા વિણ તસ સાર. ॥ દાયક. ॥ આદરી વ્રત પાલ્યા નહિ રે, કપટ ક્રિયા બહુ વાર. ॥ દાયક. ॥ ૭ ॥ દર્શન દેખી તાહરૂં રે, સીધા સઘલા કાજ. ॥ દાયક. ॥ નિશદિન ધ્યાવું સાહિબારે, મન મંદિર મહારાજ; ॥ દાયક. ॥ ૮ ॥ તારક જાણી આવિયો રે, ત્રિશલાનંદન પાસ; ॥ દાયક. ॥ **રવિને** નિજ સુખ આપજો રે, અવિચલપુર આવાસ; ॥ દાયક. ॥ ૯ ॥

ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રીમતે૦ વાસં યજા મહેસ્વાહા:

॥ इति षष्ठ वास पूजा ॥



## સપ્તમ અષ્ટ મંગલ પૂજા.

### દોહા.

અષ્ટ મંગલ આગલ ધરી, પૂજો જગત દયાલ; અષ્ટમ ગતિ વરવા ભણી, અષ્ટ મદોને ટાલ. ॥ ૧ ॥ અષ્ટ સિદ્ધિ અર્પણ કરી, અષ્ટ ગુણો પ્રગટાય; ભાવે ભક્તિકીજતાં, સંકટ સઘલા જાય. ॥ ૨ ॥

### ઢાલ—સાતમી.

( સાંભલજો મુનિ સંયમ રાગે—એ દેશી. )

પ્રભુ તુજ મુદ્રા મોહન વેલી, નિરખી ભવિજન રીજે રે; પુણ્યવંત કેઈ સમકિત પામે, મિથ્યાતી મન ખીજે રે. ॥ પ્રભુ. ॥ ૧ ॥ રાગ દ્વેષ પરમાણુ મિલાયા, સંસારી સવિકારા રે; શાંત રૂચિ પરમાણુ નિપાયા, જિન મૂરતિ મનોહારા રે. ॥ પ્રભુ. ॥ ૨ ॥ પાતકી જન પણ પાપ ખપાવે, દર્શન કરી દુઃખ હારા રે; સન્મુખ રહેતાં શિવ સુખ લહિયે; આતમ ભાવ ઉદારા રે. ॥ પ્રભુ. ॥ ૩ ॥ પંચ વિઘન ઘન દૂર પલાયા, દીપત કિરણ હજારરે; ચઉ ગતિ ચારને ચૂરણ કીધી, અનંત સમાધિ પ્યારા રે. ॥ પ્રભુ. ॥ ૪ ॥ કર્મ વિનાશી થઇ અવિનાશી, ઇગતીસ ગુણ અધિકારી રે; આઠ ફરસ ગંધ દોયે પલાયા, પંચ

સંઠાણુ નિવારી રે. ॥ પ્રભુ. ॥ ૫ ॥ પંચ વરણુ નહિ જામે પાવે, વેદકો છેદ કરાયો રે; રસ તજી પણ નિજ ગુણ રસિયા, ભવ મૂલ બીજ દહાયો રે. ॥ પ્રભુ. ॥ ૬ ॥ અશરીરી ગુણુ અંતર જામીં, સંગ રહિત સંસારા રે; અલખ અગોચર યોગી ધ્યાવે, ચઉવિહ અનંત વિચારા રે. ॥ ॥ પ્રભુ. ॥ ૭ ॥ રૂપ રહિત રૂપારોપણુસે, પડિમા અનુયોગ દ્વારા રે; દુઃસમયે જિન બિંબ જિનાગમ; ભવિજનને આધારા રે. ॥ પ્રભુ. ॥ ૮ ॥ તે પદ વરવા યત્ન કરીજે, તસ આણા શિર ધારી રે; પર ઉપગારે પુન્ય નિપાઇ, રાગ દ્વેષ દ્રોહ વારી રે. ॥ પ્રભુ. ॥ ૯ ॥ નિદંભ શ્રી જિન ધર્મ આરાધી, દુર્ગતિ દુઃખ દૂર કરિયે રે; રવિચંદ્ર પ્રભુ ચરણુ પંખાલી, સહજ સમાધિ વરિયે રે. ॥ પ્રભુ. ॥ ૧૦ ॥

ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રીમતે૦ અષ્ટ મંગલં યજામહેસ્વાહાઃ

॥ इति सप्तम अष्ट मंगल पूजा. ॥

---

# અષ્ટમ શ્રી ધૂપ પૂજા.

## દોહા.

અષ્ટમી પૂજા ધૂપની,પ્રભુ આગળ ગુણગેહ; દ્રવ્ય શુદ્ધિ શુભ ભાવથી કરિયે દુઃકૃત છેહ. ા ૧ ા કૃષ્ણાગરૂ ઉખેવતાં, ઉખેવો દુષ્કર્મ; બહુ ભવ ભમતાં પામીયા, જિનવર ધર્મ સુમર્મ. ા ૨ ા

## ઢાલ—આઠમી.

( વીરકને જઇ વસીયે—એ દેશી. )

તુજ શાસન સુખકારી—ા જિણુંદા પ્યારા. તુજ. ા સેવંતાં સવિ સંપદ આપે, દુર્ગતિ દોષ નિવારી;—નિજ સુખ રસિયા પ્રાની પાવે, આતમ સુખ અવિકારી. ા જિણુંદા. તુજ. ા ૧ ા ભારી કર્મી થઈ તું ભમિયો, નરક નિગોદ મઝારી; સુરભવને તિરી નરભવ પાયો, સત્સંગ વિણ સંસારી. ા જિણુંદા. તુજ. ા ૨ ા જાણીયે આગમ વયણે કર્મે નિજ સત્તા સવિ મોડી; અંતરાય કર્મ તણી થિતિ મોટી, ત્રીશ સાગર કોડાકોડી. ા જિણુંદા. તુજ. ા ૩ ા ધ્રુવ બંધી ધ્રુવ ઉદયી પંચે. ધ્રુવસત્તા એહ જારી. દેશઘાતિની પાંચ એ જાણે' અપરિયત્તા ધારી. ા જિણુંદા. તુજ. ા ૪ ા સંપરાય લગેં બંધે એ સહી, સત્તા ઉદય વિચારી બારમું ગુણઠાણું લઈનાઠી,જીવવિપાકી નઠારી, જિણુંદાતુજ,ા૫ા અનંત ઋદ્ધિ નિજ સુખ સુવિલાસી, નાણ અનંત અપારી;

ક્ષાયિક ભાવે ગુણ સવિ પ્રગટયા, અનંત ઉપાધિ નિવારી. ॥ જિણંદા. તુજ. ૬ ॥ જન્મ જરા ભય મરણ નિવારી, સાદિ અનંત થિતિ ધારી; ભક્તિથી ભવિ ભવજલ તરિયે, હરિયે દોષ હજારી. ॥ જિણંદા. તુજ. ૭ ॥ સાચી સેવા પ્રભુ મન ધરિયે, હરિયે વ્રત અતિચારી; પરપરિવાદ ન મુખથી વદિયે, ધરિયે વ્રત બ્રહ્મચારી, ॥ જિણંદા. તુજ. ૮ ॥ ધૂપ પૂજાએ કર્મ પ્રજાલા, વિનયંધર વિજિતારિ; એ વિધિ કરતાં અમે પણ વરશું, સુભ ભાવે શિવ નારી. ॥ જિણંદા. તુજ. ૯ ॥ કાલલબ્ધિ લહી તે સવિ કરશું, તુમ ચરણે પદચારી; રવિચંદ્ર કહે ભવોભવ દેજો, સેવા તુમ ચરણારી. ॥ જિણંદા. તુજ. ॥ ૧૦ ॥

ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે૦ ધૂપ યજા મહેસ્વાહા:

॥ इति अष्टम धूप पूजा ॥

## શ્રી કલશ.

( રાગ–ધનાશ્રી. )

ગાયો ગાયો રે મહાવીર જિનેશ્વર ગાયો. ત્રિજગ ત્રાતા સિદ્ધારથ સુત, સિદ્ધારથ જિનરાયો; અંતિમ અરિહંત ઇણુ ચોવીશી, પુરૂષોત્તમ ગુણુ ગાયો રે. ॥ મહાવીર. ॥ ૧ ॥ તપ તાપે કર્મેંધનબાલી, કેવલ નાણુ ઉપાયો; સુરાસુર પ્રભુ ભક્તિ ભરાયા, સમવસરણુ વિરચાયો રે. ॥ મહાવીર. ॥ ૨ ॥ ચઉમુખ ચઉપરે ધર્મ પ્રકાશે, ભવિ ઉપકાર કરાયો; કર્મ નિકાચિત તરત ખપાવે, કર્મ સૂદન તપ ગાયો રે. ॥ મહાવીર. ॥ ૩ ॥ ઉજમણે તપ મહિમા વાધે, દીન ઉદ્ધાર કરાયો; જ્ઞાન ગુરૂ ઉપકરણુ કરાવો, અધિકાધિક ફ્લ પાયો રે. ॥ મહાવીર. ॥ ૪ ॥ સુવિહિત અચલગચ્છ સુખકારી, આર્ય રક્ષિત ગુરૂરાયો; અનુક્રમે પાટપરંપર નમિયે, જિનેંદ્રસાગર સૂરિરાયો રે. ॥ મહાવીર. ॥ ૫ ॥ ગર્વ ક્ષેત્ર શીલવાડ સુધાકર, મોહમયીપુર સુખદાયો; આદિ પ્રભુ સુપ્રસાદે સુંદર, એ અધિકાર રચાયો રે. ॥ મહાવીર. ॥ ૬ ॥ અંતરાય કર્મ નિવારક પૂજા, પરમ પ્રભુ ગુણુ ગાયો; ભણુતાં ગણુતાં મંગલ માલા, રવિચંદ્ર સુખદાયો રે. ॥ મહાવીર. ॥ ૭ ॥

॥इति मुनिराजश्रीरविचंद्रजीविरचित अंतरायकर्म निवारक पूजा॥

# મુનિ મહારાજ શ્રી રવિચંદ્રજી વિરચિત શ્રી આચાર્ય ગુણગર્ભિત પૂજા.

## પ્રથમ શ્રી ન્હવણ પૂજા.

### દોહા.

સુમતિ પતિ સુખદા સદા, પૂરણ ગુણ પરમેશ; ॥ અવિનાશી સંપદ ધણી, ધ્યાવે જસ યોગીશ. ॥ ૧ ॥ ચઉ ગતિ સંકટ વારણો, ધર્મ કહે ચઉ ભેદ; ॥ ચિંતા હર ચિંતામણિ, ટાલે સઘલા ખેદ. ॥ ૨ ॥ જગગુરૂ જગજન તારણો, ત્રિશલાનંદ સુજાણ; ॥ ચરમ પ્રભુ ચોવીશમો, દાયક પદ નિર્વાણ. ॥ ૩ ॥ પ્રણમું તે પરમાતમા, જિનશાસન શિરદાર; ॥ સકલ સિદ્ધ વંદન કરૂં, જે પામ્યા ભવપાર. ॥ ૪ ॥ ગૌતમ આદિ ગણધરા, એક સહસ શત ચાર; ॥ બાવન અધિકા નિત નમું, આતમને હિતકાર. ॥ ૫ ॥ આચારજ પાઠક સવિ, સાધુ નમો ગુણવંત; ॥ એ પરમેષ્ઠી ધ્યાનથી, પાતક સર્વ ખરંત. ॥ ૬ ॥ વચનામૃત દાયક સદા, ધ્યાઇ સરસ્વતી માય; ॥ સૂરિ ગુણ ગાવા ભણી, મુજ મન ઇચ્છા થાય. ॥ ૭ ॥ આચારજ ગુણ

ગાવતાં, આચારજ પદ પાય; ॥ પૂજન કરતાં સાંપડે, અ-
વિચલ ઋદ્ધિ સહાય. ॥ ૮ ॥ આઠ પ્રકારે સંપદા, ચઉ
ચઉ ભેદ કરાય; ॥ વિનય તણા ચઉ ભેદથી, છત્રીશે ગુણ
થાય. ॥ ૯ ॥

### ઢાલ-પહેલી-રાગ-મારૂ.

( કર્મ પરીક્ષા કરણ કુમર ચલ્યો-એ દેશી. )

ત્રિશલાનંદન ઇણિપરે ઉપદિશે રે, બેઠા ત્રગડા મઝાર;
મિથ્યા રોગ મિટાવા સેવીયે રે, આણા શ્રી જિનસાર.
॥ ત્રિશલાનંદન. ॥ ૧ ॥ સમકિત નિર્મલ હોવે શુભ મતિ
રે, જડતા દોષ નિવાર; વિરતિ ભાવે આદર આતમા રે,
કરીયેં સુમતિ સંભાર. ॥ ત્રિશલાનંદન. ॥ ૨ ॥ આગમ
વયણે ન શંકા આણીયે રે, હણીયે મિથ્યા આણ; પહેરી
શીલ વિભૂષણ શોભતું રે, ગુરૂમુખ સુણીયે સુવાણ. ॥ ત્રિશ-
લાનંદન. ॥ ૩ ॥ દૂર કરી આશાતના સેવીયે રે; જ્ઞાની
ભાષિત ધર્મ; તસ પરમારથ જાણી પરિહરોરે, કાલ અનાદિ
કુકર્મ. ॥ ત્રિશલાનંદન. ॥ ૪ ॥ દાન શીલ તપ ભાવના
ભાવતાં રે, કહું સૂરિ ગુણ સાર; પ્રથમ સંપદા પાવન
કારણી રે, ભેદ કહ્યા તસ ચાર. ॥ ત્રિશલાનંદન. ॥ ૫ ॥
ચરણયુકત શુભ ભાવે આતમા રે, અવિરતિ ચઉ કરી દૂર;
આશ્રવ રોધે સંવર સંયમે રે, સમભાવે ભરપૂર. ॥ ત્રિશ-

લાનંદન. ॥ ૬ ॥ મદ રહિતતા મન મંદિરમાં રે, જાતિ કુલ બલરૂપ; શ્રુત તપ લાભ અને ઐશ્વર્યનો રે, તજી મદ રહે અનુરૂપ. ॥ ત્રિશલાનંદન. ॥ ૭ ॥ અપ્રતિબદ્ધ ને અનિયત જાણીયે રે, વિચરે દેશ વિદેશ; પર ઉપકારી પર દુઃખ ભંજણા રે, કરતા ધર્મોપદેશ. ॥ ત્રિશલાનંદન. ॥ ૮ ॥ ચંચલતા નહિ સ્થિરતા ભાવમાં રે, ચિત્ત નહિ વિષમ વિકાર; બ્રહ્મ વ્રત ધારી શુદ્ધ સ્વભાવમાં રે, પરમ શુચિ પદ ધાર. ॥ ત્રિશલાનંદન. ॥ ૯ ॥ સેવત ધ્યાવત વિજય વિલાસતારે, ઠરીયે દુર્ગુણ દાટ; સદ્ગુરૂ સેવા સુખ બહુ આપશે રે, રવિચંદ્ર શિવ વાટ. ॥ ત્રિશલા-નંદન. ॥ ૧૦ ॥

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે વીરજિનેંદ્રાય જલં યજા મહેસ્વાહાઃ

॥ इति प्रथम न्हवण पूजा ॥



# દ્વિતીય શ્રી વિલેપન પૂજા.

## દોહા.

આચારજ આચારના, દાયક નાયક જેહ; તસ આણા-એ ભવિજના, લીજે ભવદુઃખ છેહ. ॥ ૧ ॥

## ઢાલ–બીજી.

( વીર કુમરની વાતડી કેને કહીયે—એ દેશી. )

વંદન કરવા વીરને સખી ચાલો, હાંરે સખી ચાલો રે સખી ચાલો; નિજ પૂરવ દુઃકૃત બાલો, લહી સુકૃત સાથ. ॥ વંદન. ॥ ૧ ॥ જન્મ જરા દુઃખ મરણના સવિ ટાલે, આગમની આણા પાલે; શિવ સુંદરી મ્હેલ નિહાલે, ભવિ જનના નાથ. ॥ વંદન. ॥ ૨ ॥ શ્રીયુત પદવી પ્રધાનની જયકારી, શુભ માર્ગ કહે સુખકારી; પરમારથ પંથ વિચારી, ધર્મદાયક ઈશ. ॥ વંદન. ॥ ૩ ॥ સાર લહે જિન આગમે શુભ વાણી, તસ ભાવ કહે શ્રુત નાણી; ક્રમ વાચના શિવ નિશાણી, આપે સુવ્રત દાન. ॥ વંદન. ॥ ૪ ॥ ઉત્સર્ગને અપવાદના ગુણ ભાષે, નિજ પરમત ભાવ પ્રકાશે; શક્તિ ભાવ સુકૃત્ય અભ્યાસે, મુનિ મારગ સાર. ॥ વંદન. ॥ ૫ ॥ અક્ષર અર્થે અધિકતા શુદ્ધ બોલે, ગંભીર સ્વરે નહિ ડોલે; ધ્વનિ આગળ નહિ કોઈ તોલે, શ્રુત સંપદ

સાર. ॥ વંદન. ॥ ૬ ॥ લંબાઈ પહોળાઈ શુભ કહી તનુ માંહિ, ન્યૂનાધિકપણું જસ નાહિ; અંગોપાંગ કુટિલ નહિ કાંઈ, હસ્ત પદ મનોહાર. ॥ વંદન. ॥ ૭ ॥ બધિરપણાદિક લેશ નહિ વિકલાઈ, પંચ ઈંદ્રિય પૂરણ ગાઈ; દઢ સત્ત્વે તસ અધિકાઈ, તપ જપ ઉજમાલ. ॥ વંદન. ॥ ૮ ॥ તનુ સંપદ ત્રીજી કહી મન માની, શુભઆકૃતિ વિજય નિશાની; રવિચંદ્ર નમે ગુણખાનિ, સદ્દગુરૂ મુખ સાર. ॥ વંદન. ॥ ૯ ॥

ૐ -હ્રીઁ શ્રી પરમ૦ પરમે૦ જન્મ૦ શ્રીમતે૦ ચંદનં યજા મહેસ્વાહા:

॥ इति द्वितीय विलेपन पूजा ॥

---

## તૃતીય શ્રી વસ્ત્ર પૂજા.

### દોહા.

શ્રુત નાણી જગમાં વડા, પર ઉપગાર કરંત, આરાધક પદ એહમાં; ત્રિશલાનંદ કહંત. ॥ ૧ ॥ શ્રુત નાણી કેવલી સમા, પન્નવણામાં સાખ; પૂરવ સંચિત પાતકો, તસ ગુણ ગાતા રાખ. ॥ ૨ ॥

## ઢાલ-ત્રીજી.

( સાવિચ શિવ વસીયા—એ દેશી. )

ઉપદેશે જિન આગમેરે, ત્રિશલાનંદન વાચ; નાયક પદ વસીયા. સારણ વારણ સુખ દીયેરે, આચારજ ગચ્છ રાય, ॥ નાયક. ॥ ૧ ॥ વાદ વિચારે આગલારે વાણી પ્રશસ્ત ઉદાર. ॥ નાયક. ॥ આદેય વચન પ્રકાશકારે અતિશયવંત વિચાર. ॥ નાયક. ॥ ૨ ॥ પ્રકૃષ્ટાર્થ પ્રતિપાદકારે સુસ્વરયુત ગંભીર; ॥ નાયક ॥ શ્રોતાજન મનભાવમારે આનંદદાયક ધીર, ॥ નાસક. ॥ ૩ ॥ સાવદ્ય વિણ ભાખે સદારે, અનિશ્રિત મન ધાર; ॥ નાયક. ॥ ઉપયોગે અમૃત સમારે, વયણ પ્રકાશે સાર. ॥ નાયક. ॥ ૪ ॥ શ્રાવક જન પ્રતિ બોધતારે જ્ઞાનાદિક ગુણકાર; ॥ નાયક. ॥ અસંદિગ્ધ ભાવે કરીરે; ધર્મ કહે મનોહાર. ॥ નાયક. ॥ ૫ ॥ વચન સંપદ ચોથી કહીરે, નિજપરનેહિતકાર ॥ નાયક, ॥ પંચમ સંપદ વાચનારે સુણજો તસ અધિકાર. ॥ નાયક. ॥ ॥ ૬ ॥ સુવિહિત શુભ ગુણ ધારકારે, યોગ્યપાત્રું જસ જાણ, ॥ નાયક, ॥ તસ ગુણ દાયક શિષ્યનેરે આપે મધુરી વાણ. ॥ નાયક. ॥ ૭ ॥ પૂર્વાલાપક શુભ વિધેરે, પરિણામિકને સાર; ॥ નાયક. ॥ આપે વાચન તે વિનારે, દીધે હોત અસાર. ॥ નાયક. ॥ ૮ ॥ વ્યાખ્યા નિર્વાહ કારનેરે, ઉત્સાહે

ભગવંત; ॥ નાયક. ॥ વચે ન મૂકે તેહનેરે, શીઘ્ર ભણાવે સંત. ॥ નાયક. ॥ ૯ ॥ પૂર્વાપરના સંબંધેરે સૂત્રારથ સમજાય; ॥ નાયક. ॥ પરકથને કહે જાણતાંરે, ગંભીરાશય રાય. ॥ નાયક. ॥ ૧૯ ॥ ઠાણાંગે ચઉ ઠાણમાંરે, યોગ્યા યોગ્ય વિચાર; ॥ નાયક. ॥ જાણી મુનિ સૌભાગીયારે, આપે તસ અધિકાર. ॥ નાયક. ॥ ૧૧ ॥ ઈહ પરભવ સુખ સંપદારે, અવિકારી અરિહંત; ॥ નાયક. ॥ તસ સેવાયે પામીયેરે. નાણ રવિ પભણંત ॥ નાયક, ॥ ૧૨ ॥

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિારણાય શ્રીમતે વીર જિનેંદ્રાય વસ્ત્રં યજા મહેસ્વા.

॥ इति तृतीय वस्त्र पूजा ॥



## ચતુર્થ શ્રી પુષ્પ પૂજા.

### દોહા.

ચઉવિહ સંઘ તણી ધુરા, આપી શ્રી જિનરાજ;
નિશ્ચિંતા મુક્તિ વર્યા, તે નમિયે મુનિરાજ. ॥ ૧ ॥



## ઢાલ—ચોથી.

( સુભાવે સેવું પદ્મ પ્રભુ મહારાજ—એ દેશી. )

મતિ સંપદ મતિમાન, ॥ થુણીયે. ॥ મતિ સંપદ મતિમાન. ચઉ વિધ અંતિમ દેવ પ્રકાશે, આગમમાં બહુ માન. ॥ થુણીયે. ॥ ૧ ॥ પ્રથમ અવગ્રહ ઈહા બીજે અવાય તૃતીય સુજાન. ॥ થુંણીયે. ॥ ૨ ॥ ચતુર્થ ધારણા સદ્ગુરૂ સંગે, કીજે તસ ગુણગાન. ॥ થુણીયે. ॥ ૩ ॥ પંચ ઈંદ્રિય મન એ ષટ ગણતાં, ચઉ વીશ ભેદ સુમાન. ॥ થુણીયે. ॥ ૪ ॥ ચક્ષુ વિણ ચઉ ઈંદ્રિય ગણીયે, વ્યંજનાવગ્રહ જાન. ॥ થુણીયે. ॥ ૫ ॥ મતિ જ્ઞાનથી રોહે લીધું, રાય થકી બહુ માન. ॥ થુણીયે. ॥ ૬ ॥ મતિ પ્રયોગે તે સપ્તમ સંપદ, વાદ કરણ બહુ જ્ઞાન. ॥ થુણીયે. ॥ ૭ ॥ શકિત નિજ પર જાણી પરને, જીતી લહે; યશદાન. ॥ થુણીયે. ॥ ૮ ॥ સૌગત સાંખ્યાકિક બહુ મતમાં, પ્રતિ પુરૂષને જાન. ॥ થુણીયે. ॥ ૯ ॥ જગમાં શ્રીજિનઆંણ મનાવે; પરમગુરૂ પરમાન. ॥ થુણીયે૰ ॥ ૧૦ ॥ ક્ષેત્રમર્યાદા નિંદંભાદિ, ભાવિતલોક પ્રધાન. ॥ થુણીયે. ॥ ૧૧ ॥ ઇત્યાદિક જાણી જિનવાણી, ગાજે મેઘ સમાન. ॥ થુણીયે. ॥૧૨ ॥ ભદ્રાભદ્રક રાજ આદિ જન, વસ્તુનાણ પ્રમાણ. ॥ થુણીયે. ॥ ૧૩ ॥ ચઉભેદે ઇમ જાણ થઈરે, વાંદે વિજય અમાન.

॥ ૧૪ ॥ જગ જયવંતા તસ નિત કીજે, વચનામૃતનું પાન. ॥ થુણીયે. ॥ ૧૫ ॥ વ્યોમ ફરત રવિ સદ્ગુરૂ જોવા, માનું મન લહી સાન. ॥ થુણીયે. ॥ ૧૬ ॥

ૐ ह्रीं શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે વીરજિનેંદ્રાય પુષ્પાણિ યજામહેસ્વાહા.

॥ इति चतुर्थ पुष्प पूजा ॥

---

## પંચમ શ્રી આભરણ પૂજા.

### દોહા.

ઇહ પરભવ હિતકારકા પરમ શર્મ દાતાર; તે પ્રણમો પરમાતમા, નિર્મલ ગુણ ભંડાર. ॥ ૧ ॥

### ઢાલ—પાંચમી.

( ગિરિવર દરિસન વિરલા પાવે—એ દેશી. )

રહિત પ્રમાદે નિશદિન શિરસિ, અરિહંત આણા તિલક સોહાવે; તે સૂરીશ્વરને જગ ગાવે, ॥ દુર્બલ ગ્લાન ગીતારથ પમુહા, બાલ મુનિ નવ દીક્ષિત ભાવે. ॥ તે સૂરીશ્વર. ૧ ॥ નિર્વાહ કારણ ક્ષેત્ર બતાવે, હિતચિંતક

સિદ્ધ કાર્ય ભળાવે; તે સૂરી. ।। યોગ્યમતિ ગુણ ભદ્રક જનને, નિર્દંભ કેવલી ધર્મ સુણાવે. ।। તે સૂરી. ૨ ।। સમયોચિત પ્રભુ આણ પ્રમાણે, જડતા વિદારક કાર્ય ભળાવે; તે સૂરી. ।। ભિક્ષાટન વિધિ નિર્દોષ નામે, ધ્યાન સજ્જાયની શૈલી બતાવે. ।। તે સૂરી. ૩ ।। દીક્ષા દાયક અધ્યાપક ગુરૂ, રત્ન ત્રયાદિની ભાવના ભાવે; તે સૂરી ।। ઉપધિવહન વિશ્રામણ કરવું, આવત જાવત સન્મુખ જાવે. ।।તે સૂરી. ૪।। સદ્‌ગુણ ભાજન શિષ્યને કાજે, ઇત્યાદિક શુભ રીત શિખાવે, તે સૂરી. ।।સંગ્રહ પરિજ્ઞાએ ગુણી સેવો, અષ્ટમ સંપદ આતમ ભાવે. ।। તે સૂરી. ૫ ।। સ્નાન કરી તસ ગુણ નદીનીરે, પાપપંક અંતરથી જાવે; તે સૂરી.।। વિનયે તસ મુખ વાણી સુણીયે, મિથ્યા વિષ જેમ દૂર પલાવે. ।। તે સૂરી. ૬ ।। ધર્મૌષધ જિન આણા સેવો, ભવ ભ્રમ રોગ યથા ઝટ જાવે, તે સૂરી. ।। હિત શિક્ષા તસ જે જન ધારે, તે ચમટ્ટતકી માર ન ખાવે. ।। તે સૂરી. ૭ ।। નીચ સંગ નવ કીજે કબહું, ઉમત્ત સંગે ઉંચ કહાવે; તે સૂરી. ।। સત્ય ન ચૂકે સંકટ પડતાં, ઇંદ્ર ચંદ્ર રવિ તસ ગુણ ગાવે. ।। તે સૂરી. ૮ ।।

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે વીર જિનેંદ્રાય આભૂષણં યજા મહેસ્વાહા:

**।। इति पंचम आभरण पूजा ।।**

# ષષ્ઠ શ્રી વાસ પૂજા.

## દોહા.

ભવ ભવ ભમતાં પ્રાણીને, દુર્લભ સેવા જાસ; તે સદ્ગુરૂ શરણે રહો, મૂકી બીજી આશ. ॥ ૧ ॥ વિષય કષાયથી વેગલા, પંચાચાર ધરંત; પરમારથ પંથ જે કહે, સુમતિ નારી કંત. ॥ ૨ ॥

## ઢાલ–છઠ્ઠી.

( વીરકને જઇ વસીયે–એ દેશી. )

ગુણી વિનયે ચિત્ત ધરીયેં સુગુણમતિ, ગુણી વિનયે ચિત્ત ધરીયે, વિનયતણે વશ સઘલી સંપદ, વૈરી પણ વશ કરીયે; વિનયે આતમ કાર્ય સધાયે, જ્ઞાનાદિક ગુણ વરીયે. ॥ સુગુણમતિ. ૧ ॥ સઘલા ગુણમાં પ્રધાન પદવી, વિનયતણે શિર ધરીયે; પરમાતમ જેહને પરશંસે, મૌર્ખ્ય દોષ વિસરીયે. ॥ સુગુણમતિ. ૨ ॥ વિનયતણા ચઉ ભેદ પ્રકાશ્યા, આગમમાં હિત ધરીયે; આચાર શ્રુતને વિક્ષેપણ વલી, દૂષણ દૂરેં કરીયે. ॥ સુગુણમતિ. ૩ ॥ સ્વપર સંયમ ભાવ કરાવે, પડતાને સ્થિર કરીયે; ચરણો દ્યોતન ઉપબૃહણા કરે, ધર્મોતિશય વરીયે. ॥ સુગુણમતિ. ૪ ॥ કરે કરાવે પર્વની તિથિયે, તપ સમતા મન ધરીયે; નિર્દૂષણ ભિક્ષા નિજ

પરને, જિનવર આગમ ચરીયે. ॥ સુગુણમતિ. ૫ ॥ બાલ વૃદ્ધ મુનિ ગ્લાનાદિકના, વૈયાવચ્ચ શુભ લહીયે; આપ કરે પરને ઉપદેશે, જિનઆણામાં રહીયે. ॥ સુગુણમતિ. ૬ ॥ નિજપરને એકાકી ભાવે, રાગ દ્વેષ નવ કરીયે; સામાચારી એક વખાણો, સદ્ગુરૂ વચણે લહીયે. ॥ સુગુણમતિ. ૭ ॥ પ્રથમ ભેદ એ વિનય પ્રકાશ્યો, ભાવે ભવિ શિર વહીયે; શ્રુત વિનયનો બીજો ભેદ સુણો, આદરતાં હિત લહીયે. ॥ સુગુણમતિ. ૮ ॥ સત્યાસત્ય જાણી ઉપયોગે, ઉત્તમકુલ આચરિયે; વાચના શ્રુતની સુવિહિતને દઈ, જડતા દૂષણ હરીયે. ॥ સુગુણમતિ ૯ ॥ યથાર્થ રીતે અર્થ પ્રકાશે, સંશય વિણ શિર વહીયે; પારિણામિક ગુણધર મુનિને, સૂત્ર અર્થ બિહું કહીયે. ॥ સુગુણમતિ. ૧૦ ॥ અનવસ્થિતપણુ સૂત્ર અરથમાં, નાણુ હુવે શુભ મતિયે; પરિ સમાપ્તિ સુધી વાંચન, નિત્ય કરે શુભ ગતિયે. ॥ સુગુણમતિ. ૧૧ ॥ ઉત્તમસંગે ઉત્તમતા લહે, નિંબ ચંદન પદ વરીયે; પુરૂષોત્તમ રવિ પૂજા કરતાં, ઉત્તમ સ્થલ અવતરીયે. ॥ સુગુણ મતિ. ॥ ૧૨ ॥

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે વીર જિનેંદ્રાય વાસં યજામહેસ્વાઃ

॥ इति षष्ठ वास पूजा. ॥



# સપ્તમ શ્રી અષ્ટમંગલ પૂજા.

## દોહા.

વિણુ આલસ ઉદ્યમ કરે, વિણુ માય વિચરંત; અર્થ વિના ભવિને દીયે, અર્થ અનોપમ સંત. ॥ ૧ ॥ મોટાઇ વિણુ ગર્વથી, વિણુ હથીયારે વીર; વિણુ દ્રવ્યે વ્યવહારિયા, ભવસાગરમાં તીર. ॥ ૨ ॥

## ઢાલ–સાતમી.

( મન મંદિર આવોરે—એ દેશી. ) .

શાસનપતિ સેવોરે, ભવિ તુમે ભાવ ધરી; પ્રભુ મનમાં સ્થાપોરે, દુષ્કૃત દૂર કરી ॥ શાસન. ॥ ૧ ॥ બહુ કાલ સંઘાતીરે, મિથ્યા દોષ હરે; સમકિત દઇ સાથેરે કુમતિને દૂર કરે. ॥ શાસન. ॥ ૨ ॥ ગૃહસ્થભાવ તજાવેરે મુનિવર ધર્મ કહી; ચિત્ત ચરણે સ્થાપેરે ઉત્તમ ભાવ દઇ. ॥ શાસન ॥ ॥ ૩ ॥ સંયમ દરિશનથીરે, પડતાં પાપ વશે; જિન વચ ઉપદેશીરે જોડે ધર્મ વિશે. ॥ શાસન. ॥ ૪ ॥ સદાચરણા સુનીરેરેં, ચારિત્ર વૃક્ષ વધે; એષણીય આહારેરે, આતમ કાજ સધે. ॥ શાસન. ॥ ૫ ॥ ક્રોધાવેષ્ટિતજનપરરે ઉપદેશ નીર ઝરે; કરી શાંત સ્વભાવેરેં, દૂષણુ દૂર હરે. ॥ શાસન ॥ ॥ ૬ ॥ વિષયાનલ તાપિતરે દુષ્ટાચરણુ કરે; તસ દુરિત

બતાવીરે શીલ સુધર્મી કરે. ॥ શાસન ॥ ૭ ॥ પરમત આકાંક્ષારે અંતર લુબ્ધ પણે; જિનધર્મ પ્રકાશીરે, તસ મન ભ્રાંતિ હણે. ॥ શાસન. ॥ ૮ ॥ રોષાકાંક્ષા ન ધરેરે આતમ મહેલ વિશે; હિતકારક વારકરે કુમતિ કુપંથ વશે. ॥ શાસન. ॥ ૯ ॥ સૂરિગુણ એમ થુણતાંરે, છત્રીશ સર્વ થયા; રવિના શુભ ભાવેરે દૂષણ દૂર ગયા. ॥શાસન.॥૧૦॥

ૐ -હ્રીઁ શ્રીઁ પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરામૃત્યુ નિવારણાય શ્રીમતે વીર જિનેંદ્રાય અષ્ટમંગલં યજા મહેસ્વાઃ

॥ इति सप्तम अष्टमंगल पूजा ॥

---

## અષ્ટમ શ્રી ધૂપ પૂજા.

### દોહા.

મમતા વિણ વસુધાતલે, કરતા ઉગ્ર વિહાર; રત્નત્રયી રાખે હૃદિ, જે ત્રિભુવનમાં સાર. ॥ ૧ ॥ નિષ્કારણ ઉપકારીયા, તૃષ્ણા નહિય લગાર; વિરતિવનિતા સંગમાં, રમતા તારણહાર. ॥ ૨ ॥

### ઢાલ–આઠમી.

( એ તીરથ તારૂ—એ દેશી. )

તીર્થંકર ગુરૂ આણા ધરતા, દુરિત સંતાપને હરતારે જગ પર ઉપકારી; બાવીશ પરિસહ જેહ સહંતા, ચઉવિધ

ધર્મ કહંતારે. ॥ જગ. ॥ આગમ શ્રુતને આણા ધારી. ધારણા જીતના ચારીરે, ॥ જગ. ॥ એ પંચ વ્યવહારી શુભ નાણી, જસ દેશના ગુણ ખાણીરે. ॥ જગ. ॥ ૨ ॥ નવ વિધા વાડે બ્રહ્મવ્રત ધારી, વરવા શિવ વહુ સારીરે, ॥જગ॥ પંચેંદ્રિયવશ પરમ કલ્યાણી, શુભ લક્ષણ પદ પાનીરે. ॥ જગ. ॥ ૩ ॥ શ્રુતાદિક પંચ ભાવના ભાવે, કુમતિના ઘરે નવિ જાવે રે, ॥ જગ. ॥ પંચ મહાવ્રત સુધા પાલે દુષ્ટચરણાને ટાલેરે. ॥ જગ. ॥ ૪ ॥ ઇર્યાદિ પંચ સમિતિથી ચાલે. દુષ્કૃત પાછા વાલે રે, ॥ જગ ॥ પંચાચારને પાલે પલાવે. દુર્ગતિ પંથ ન ભાલેરે. ॥ જગ. ॥ ૫ ॥ સહસ અઢાર શીલાંગના ધોરી. સન્મારગ રથ દોરીરે. ॥ જગ. ॥ ત્રિદંડ ગોપે મન વચ કાયા, નિર્દૂષણપુર રાયારે. ॥જગ॥ ૬ ॥ જસ ગુણ પરિમલ વનમાં ભ્રમરા, સેવે ભવિજન અમરારે. ॥ જગ. ॥ તારા મંડલમાં જિમ શશી સોહે, તિમ મુનિગણે મન મોહેરે. ॥ જગ. ॥ ૭ ॥ તેજે રવિ જેમ જગમાં દીપે, કુતીરથી મદ તિમ જીપે રે, ॥ જગ॥ જિમ સુરગણમાં શક્ર બિરાજે, તિમ જિનશાસને રાજેરે. ॥ જગ. ॥ ૮ ॥ વીર પટોધર સોહમ સ્વામી, સેવે સહુ શિવ કામીરે, ॥ જગ. ॥ બ્રહ્મચારી ભગવંત સરીખો, નમીયે જંબુસ્વામીરે ॥ જગ. ॥ ૯ ॥ ભવિયા ભદ્રબાહુ ગુરૂ વેત્તા, નમીયે શાસનનેતારે, ॥ જગ. ॥ આર્ય રક્ષિત

ગુરૂ શુભ વિધિ દાતા, ઇત્યાદિક ભવત્રાતારે. ॥ જગ. ॥ ૧૦ ॥ વિજય કરણ શ્રી જિનશાસનમાં, મમત નહિ જસ મનમાંરે, જગ. છત્રીશ ગુણધર આગમચારી, પ્રણમે રવિ બ્રહ્મચારીરે. ॥ જગ. ॥ ૧૧ ॥

ૐ -હ્રીં શ્રીં પરમ પરમેશ્વરાય જન્મ૦ શ્રીમતે ધુપં યજામહેસ્વાહા

॥ इति अष्टम धूपपूजा ॥

## શ્રી કલશ.

( રાગ–ધનાશ્રી. )

કીની કીનીરે સંઘનાયક સ્તવના કીની કુમતિ કુમારગ દોષ બતાવી, શુભ મારગ વિધિ દાની: અનાદિનો મિથ્યારોગ મિટાવી, નિજ ગુણ પરિણતિ કીનીરે ॥ સંઘ. ॥ ૧ ॥ જિનવર સંઘની માત પિતા સમ, વત્સલતા નિત કીની; લોકોતર ઉપકારી સાહિબ; સમકિત નિર્મલ દીનીરે ॥ સંઘ ॥ ૨ ॥ આવશ્યકાદિ જે નિત્ય કરણી જસ સાખે મન માની; ગાવો ધ્યાવો સેવા કરતાં, ગુણતાં જસ મુખ વાનીરે. ॥ સંઘ. ॥ ૩ ॥ વિધિ પક્ષ ગચ્છે સુવિહિત કિરિયા, શિવની સરણી જાણી; જગત ગુરૂ અચલગચ્છરાયા, આર્યરક્ષિત શુભ નાણીરે. ॥ સંઘ. ॥ ૪ ॥ જયસિંહ ધર્મઘોષ શ્રી સિંહ પ્રભ, અજિતસિંહ ગુણ ખાણી; ધર્મપ્રભ-

સિંહ તિલક મહેંદ્રા, મેરૂતુંગ શુભ વાનીરે. ॥ સંઘ. ॥ ૫ ॥ જય કીર્ત્તિ કેસરી સિદ્ધાંત સૂરિ; ભાવ સાયર ભવ્ય વાની; ગુણ નિધાન ગુરૂ ધર્મ મૂર્તિ ગુરૂ; કલ્યાણ અમર ગુરૂ જ્ઞાનીરે. ॥ સંઘ ॥ ૬ ॥ વિદ્યા સાગર ઉદય કીર્તિ સાગર, પુણ્ય સાયર ગુરૂ ધ્યાની; રાજેંદ્ર સાગર મુક્તિ સાગર સૂરિ; રત્ન વિવેક વિજ્ઞાનીરે. સંઘ. ॥ ૭ ॥ વર્તમાન કાલે ગુણવંતા, જિનેંદ્ર સાગર શિવદાની; રમણીયચંદ્ર પ્રભુ જિનમંદિર, ઉત્તમ ભાવ નિશાનીરે. ॥ સંઘ. ॥ ૮ ॥ ચોમાસુ રહી દુમરા ગામે, શ્રાવક શુભ ગુણ ખાની; રત્ન સિંહ સુત ખીમજી ઉત્તમ, ધર્મે ઉદાર સુદાનીરે સંઘ૦ ॥ ૯ ॥ અનુંમોદન ફલ ઉત્તમ લીધું, ગુરૂ ગુણ રાગી પ્રમાણી વીર સંવત ચઉવીશ શત ચાલીશ, પ્રભુ ભક્તિ મન માનીરે. ॥ સંઘ. ॥ ૧૦ ॥ અરિહંત ધ્યાન અમરપદ દાતા, જન્મ મરણ દુઃખ હાની; આગમ આણા આગલ રાખી; વિજય સદા સુખ દાનીરે. સંઘ. ॥ ૧૧ ॥ પૂજન કરતાં આતમ પાવન, મંગલ માલ અદીનાં; શ્રી રવિચંદ્ર સૂરિ ગુણ ગાવત, સરસ શાંતિ મન લીનીરે સંઘ. ॥ ૧૨ ॥

॥ इति मुनि महाराजश्री रविचंद्रजी विरचित आचार्य गुण पूजा ॥



# અથ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથ ગુણગર્ભિત પૂજા

## તત્ર પ્રથમ ન્હવણ પૂજા.

### દોહા.

અજર અમર અવિકારકા, પરમ ધર્મ સુખધામ ॥ અલખ નિરંજન ભય હરા, પ્રણમું આતમરામ ॥ ૧ ॥ પાવક હર પરમાતમા, ચોવીશે જગદીશ ॥ સીમંધર આદિ નમો, વર્તમાન જિન વીશ ॥ ૨ ॥ એકશેસિંતેર સુખ કરા, ઉત્કૃષ્ટાજિનરાજ ॥ નમતાં ગણધર કેવલી, સિજે વાંચ્છિત કાજ. ॥ ૩ ॥ જિન પ્રતિમા આગમ તણો, ભવિ-જનને આધાર ॥ પંચમ કાલે પૂજતાં, લહિયે દુઃખનો પાર. ॥ ૪ ॥ અંતરિક્ષ તીરથ વડો, અવનીતલ પ્રખ્યાત ॥ સેવંતાં સુરતરૂ સમો, વિપદ હરે દુઃખ વ્રાત ॥ ૫ ॥ કોષ્ટ રોગ પીડા હરી, એલચપુર નરનાથ ॥ સેવાથી સુખ પામીયે; થઇયે આપસનાથ ॥ ૬ ॥ તે જિનવર ગુણ ગાવશું, પૂજા અષ્ટ પ્રકાર ॥ ભક્તિ કરતાં ભાવથી, વરિયે સવિ સુખસાર ॥ ૭ ॥

### ઢાલ–પહેલી.

રાગ–જય જયવંતી.

જમ્બૂ દ્વીપ ભરતમધ્યખંડ, જિહાં ઉત્તમજન જન્મ જિનંદા ॥ વીશમા મુનિ સુવ્રતજિન રાજા, જસ શાસને લહે ભવિ સુખકંદા, જંબૂ. ॥ ૧ ॥ સુવરણ કોટ

લંકા પુરી રાજત, મનહર મંદિર વિવિધ જિનંદા ॥ દશ
કંધર નરનાથ બન્હેવી, પાતાલ લંક પતિ સુનરિંદા; જંબૂ.
॥ ૨ ॥ ખર દૂષણુ સંગે માલી સુમાલી, કાર્ય કરણુ જાય
ક્યાંહિં ભૂમિંદા ॥ બેશી વિમાને જાય ઝડપથી, પવન પરેં
ગગનેં ગુણુ વૃંદા, જંબૂ. ॥ ૩ ॥ આગલ જાતાં ભોજન
વેલા, જ્યાંછે સુંદરવન મનાનંદા ॥ ત્યાં જઇ વિમાન
હેઠેં ઉતારી, સેવક શોચ કરે મનમંદા, જંબૂ. ॥ ૪ ॥ જિન
પ્રતિમા તો ઘેર વિસારી, નિશ્ચલવ્રત ધારી નૃપચંદા ॥
પ્રભુ પૂજન બિન કરશે ન ભોજન, ધન્ય દૃઢવ્રત ધર નમે
રવિચંદા જંબૂ. ॥ ૫ ॥

ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃ-
ત્યુ નિવારણાય શ્રીમતે વીરજિનેંદ્રાય જલં યજામહેસ્વાહા

इति प्रथम न्हवण पूजा ॥

## બીજી વિલેપન પૂજા.

### દોહા.

વેલુ ગોબર મય પૂજકેં, મનહર મૂરતિ નિપાઇ ॥
વામાનંદનજિન તણી, દર્શન અતિ સુખદાઇ. ॥ ૧ ॥

## ઢાલ–બીજી

( રાગ જિંદકારી. )

શ્રી જિનવર પદ પૂજન કરરે, કરરે કરરે કરરે કરરે શ્રી. ॥ સુંદર નરભવ સફલ કરનકો યોગ મલ્યો પુન્ય કરરે મોહ મિથ્યાતકુ દૂર નિવારી આતમ અનુભવ વરરે શ્રી. ॥ ૧ ॥ સ્નાન વિલેપન અર્ચન વિધિ શું નરપતિ કર જિન વરરે નિર્મલ ભાવના પાતક ટારે વારે દુર્ગતિ દરરે શ્રી. ॥ ૨ ॥ સાથેં લેતાં ખંડિત હોશે પ્રતિમાજિન મનોહર રે. ॥ અહીં તો કેઈ આશાતના કરશે, જ્ઞાન રહિત બહુ નર રે. શ્રી. ॥ ૩ ॥ એમ જાણી સરોવર શુભ જલમાં પધરાવે નરવર રે. ॥ શાસન દેવે વજા સમકીની અંતર આતમ ધરરે શ્રી. ॥ ૪ ॥ કેઈવરષોતિહાં સુરવરેં પૂજ્યા સમક્તિ નિર્મલ કરરે, ॥ મહિમા મંદિર પાર્શ્વ પ્રતિમા નમત રવિ મુનિવરરે શ્રી. ॥ ૫ ॥

ૐ હ્રીં શ્રી પરમ૦ પરમેશ્વરાય જન્મ૦ શ્રીમતે૦ ચંદનં યજા મહેસ્વાહાઃ

॥ इति बीजी विलेपन पूजा ॥

# ત્રીજી વસ્ત્ર પૂજા.

## દોહા.

દેશ વિંગોલીએણાં સમે, એ ચલપુર સુવિશાલ ॥ નીતિ ધર્મે આગલો, શ્રી શ્રીપાલ ભૂપાલ. ॥ ૧ ॥

## ઢાલ-ત્રીજી.

(રાગ-સા શ્રી.)

રાય તણે દીલ ઉપનો, કોષ્ટ રોગ અપાર ॥ પૂર્વ કર્મના યોગથી, સુખ દુઃખ પામે સંસાર. રાય. ॥ ૧ ॥ રોમે રોમ કીડા પડયા, તનુ ઘરમાહિં અનેક ॥ અતિશય દુર્ગંધ ઉચ્છલે, વેદન દુઃખ અતિરેક, રાય. ॥ ૨ ॥ ઉઠત બેસત સુખ નહી, નાવે નિદ્રા લગાર ॥ રાત દીવસ ઝૂરે ઘણું, નૃપ રાણી પરિવાર, રાય. ॥ ૩ ॥ દેશ વિદેશથી આવિયાં, કેઇક વૈદ્ય સુજાન ॥ નિજ નિજ શક્તિ બલે કરી, કરતાં સર્વ વિજ્ઞાન, રાય. ॥ ૪ ॥ તોય ન શાંતિ થઇ તદા, સહુ કોઇ હુઆ નિરાસ. ॥ કર્મ વિપાકની આગલે, ત્રિભુવન જન સવિદાશ, રાય. ॥ ૫ ॥ કર્મ કરતાં ડર નહી, ભોગવતાં દુઃખ થાય ॥ ચેતી ચાલજો પ્રાણીયાં, જિમ પસ્તાવો ન થાય, રાય. ॥ ૬ ॥ અરિહંત આણા

તરૂ તલે બેઠા જેહ મત ધાર ॥ પરમાર્થમાં પરવડા વંદે રવિ અણુગાર, રાય. ॥ ૭ ॥

ૐ હ્રીં શ્રીં પરમ૦ પરમેશ્વરાય૦ જન્મ શ્રીમતે૦ વસ્ત્ર યજા મહેસ્વાહાઃ

॥ इति त्रीजी वस्त्र पूजा. ॥

## ચોથી પુષ્પ પૂજા.

### દોહા.

વેદના દુઃખ વિસારવા, કાંઇક કાર્ય પ્રસંગ ॥ તેહિ જ વનમાં આવિયા નૃપ સાથે ચતુરંગ ॥ ૧ ॥

### ઢાલ—ચોથી.

( રાગ સિધકારી. )

તેહિજ દ્રહમાં પાણી પીવાને, ભૂપતિ ગયો મન રંગે ॥ હસ્ત પાય નિજ વદન પખાલી, પાન કીયો સુખ સંગે રે ભવિ પૂજો પ્રભાતે અનંત ગુણી અરિહંતારે ભવિ. ॥ ૧ ॥ કોષ્ટ રહિત કરપદ સુખ દેખી, મનમેં આનંદ પાયો ॥ ચમત્કારી ચિત્ત ત્યાંહીંજ આવી, સ્નાન કરી સુખ પાયો રે ભવિ. ॥ ૨ ॥ રોગ રહિત સવિ સુંદર કાયા, ચિત્ત સમાધિ સોહાયો ॥ રાય રાણીને સવિ સહચારી, હર્ષ

અધિક મન થાયે રે ભવિ. ॥ ૩ ॥ લોકોત્તર મહિમા જલ જાણી, પટરાણી હર્ષ ભરાણી ॥ આરાધન વિધિ સર્વ સંભાલી, મધુર વદે મુખ વાણી રે ભવિ. ॥ ૪ ॥ જે હોય દેવ દેવી સુખકારી, અમ અરજી અવધારી ॥ પ્રગટ થઈ મનમોહવધારો, કહી મહિમા મનોહારી રે ભવિ. ॥ ૫ ॥ ત્રીજે ઉપવાશે રહી આકાશે, અમરી એમ પ્રકાશે ॥ ઇહાં છે પાર્શ્વ પ્રતિમાપ્યારી, કૂપમાંહી જલવાસે રે ભવિ. ॥ ૬ ॥ પુન્યવંત પ્રાણી જશ પામે દર્શને દુર્ગતિ હરિયે ॥ પૂજનથી રવિ પાવન થઇને સહજે સદ્‌ગતિ વરિયે રે ભવિ૦ ॥ ૭ ॥

ૐ હ્રીં શ્રી પરમ૦ પરમેશ્વરાય જન્મ૦ શ્રીમતે૦ પુષ્પાણિ યજા મહેસ્વાહા:

॥ इति चोथी पुष्प पूजा. ॥

## પાંચમી આભૂષણ પૂજા.

### દોહા.

રાય કહે કરજોડીને, શાંભલ સુરી સુવિચાર ॥ પ્રગટ પ્રતિમા પાસની, આપો અમ આધાર. ॥ ૧ ॥ જશ દર્શન સુખ સંપદા ઊત્તમ જન આધાર ॥ સેવનથી સુખ પામશું, ઊતર શું દુઃખ પાર. ॥ ૨ ॥

## ઢાલ પાંચમી.

( રાગ વઢંસ. )

નર ભવ સફલ કરો નરનારી, પાર્શ્વ પ્રતિમા પૂજન-કારી; ॥ નર૦ ॥ નૃપ ભક્તિ બહુ આગ્રહ જાણી, અદૃશ્ય રહી કહે દેવ વરોરે. કાચે તાંતણે કૂપથી કાઢી, ગાડ ઊપર પ્રભુ પ્રતિમા ધરોરે. ॥ નર૦ ॥ ૧ ॥ તરત જણેલા ગો વાછરડા. જોડીને નૃપ આગે ચલેરે ॥ પાછુ વાલી જોયા વિણુ જાવું, પુરમાં પૂરવપુન્ય બલેરે. ॥ નર૦ ॥ ૨ ॥ જો નૃપ પાછુ વલીને જોશે, તો પ્રતિમા તિહાં વાસ કરેરે; ॥ ત્યારે ચિંતા દુઃખ બહુ હોશે, નૃપ પસ્તાવું અપાર કરેરે. ॥ નર૦ ॥ ૩ ॥ બાજીગર ભૂલ્યો જિમ શોચે, તિમ મન શાંતિ સર્વ હરેરે ॥ આશાતન વિણુ વિધિ આચરજો, એમ કહી સુરી ગઈ આપ ઘરેરે. ॥ નર૦ ॥ ૪ ॥ શાંભલી જન્મ કૃતારથ માને, નૃપ આદિ બહુ હર્ષ ધર્યોરે ॥ દેવી કથન વિધિ અનુસારે, પૃથ્વીપતિ તેમ કરીને ચલ્યોરે. ॥ નર૦ ॥ ૫ ॥ આગલ જાતાં મનશું વિમાશે. વાછરડે કેમ શકટ ચરેરે ॥ પાછુ વલીને જબ નૃપ જોવે, પ્રભુ નિશ્ચલતા ત્યાંહી વરેરે ॥ નર૦ ॥ ૬ ॥ ગાડું આગલ થઈ ને ચાલ્યું, પ્રતિમા ગગને અધર તરેરે ॥ સહસાકારે વિણુ વિચાર્યું, કાર્ય કરત રવિ મનમાં શલેરે ॥ નર૦ ॥૭॥

ૐ હ્રીઁ શ્રી પરમ૦ પરમે૦ જન્મ૦ શ્રીમતે૦ ભૂષણાનિ યજા મહેસ્વાહા:

॥ इति पांचमी आभूषण पूजा ॥

## છઠી વાસ પૂજા.

### દોહા.

રાજા મને શોચે ઘણું, શલ્યજિમશાલે તેહ ॥ ભાવી તો બદલે નહી, ચિંતિત આપે છેહ ॥ ૧ ॥

### ઢાલ—છઠ્ઠી.

( રાગ મરાઠીમાં. )

બાહ્યાંતર નિર્મલ થઇ ચેતન, પરમ સ્વરૂપે રમ રહિયે; દ્રવ્ય ભાવથી જિનવર પૂજો, દુર્ગતિ કારણ સવિ દહિયે ॥ બાહ્યાંતર૦ ॥ ૧ ॥ નૃપ મન લગો પ્રભુ ભક્તિમાં, નિજપુર જાવા નવિ લહિયે ॥ સુંદર શિરપુર નયર વસાવી, સરપાર કર નૃપ ત્યાં રહિયે ॥ બાહ્યાંતર૦ ॥ ૨ ॥ અતિશય શોભા જિનવર મંદિર, ત્યાંહીં બંધાવત સુખ કરિયે ॥ ચઢતે ભાવે ધર્મ કૃત્ય સવિ, કરતાં અધિકો ફલ વરિયે ॥ બાહ્યાંતર૦ ॥ ૩ ॥ અભિમાને નૃપતિ તવ ચઢિયો, મુજ સમ જગ નહિ કો કહિયે ॥ તે જિન ઘરમાં જિન નવિ બેઠા, આશાતન શીક્ષા સહિયે ॥ બાહ્યાતર૦ ॥ ૪ ॥ બીજું જિનહર સંઘે બંધાવ્યું, શુભ યોગે મુહૂરત અહિયે ॥ સૂરિ અભય દેવ મલ્લ ધારી, સંઘ ચતુર્વિધ શુભ કહિયે ॥ બાહ્યાંતર૦ ॥ ૫ ॥ સંવત ઇગ્યાર બેતાલીશ વર્ષે, માઘ

શુકલ પંચમી લહિયે ॥ પ્રતિષ્ઠા મોચ્છવ સુંદરકીનો કુતાર્થ લક્ષ્મી કહિયે ॥ બાહ્યાંતર૦ ॥ ૬ ॥ અંતરિક્ષ તીરથ તવ જાત્રા, કરતાં તો શિવ વધૂ વરિયે ॥ કરણ કરાવણને અનુમોદન, ભાવ રવિ ભવજલ તરિયે ॥ બાહ્યાંતર૦ ॥ ૭ ॥

ૐ ह्रीं श्रीं પરમ૦ પરમે૦ જન્મ૦ શ્રીમતે૦ વાસં ચન્દ્ર મહેસ્વાહા:



## સાતમી અષ્ટ મંગલ પૂજા.

### દોહા.

અષ્ટ મંગલની પૂજના, અષ્ટ કર્મ ક્ષયકાર ॥ અષ્ટ સિદ્ધિ સુખ સંપજે, અષ્ટમી ગતિ દાતાર. ॥ ૧ ॥

### ઢાલ—સાતમી.

( રાગ રામકલી. )

પડિમા પાર્શ્વજિનંદકી આનંદકર પડિમા૦ દુસ્સમકાલેં પણ બહુ મહિમા, ત્રિભુવનમાં યશ ગાજે; વંદક પૂજક વાંચ્છિત પાવે, દુઃખ દુર્ગતિ ભય ભાંજે ॥ આનંદ૦ ॥ ૧ ॥ તે દિન તો પાણીહારી નીચેંથી, ઘોડેસ્વાર જે જાતા; હમણા પણ અંગ લોહણું નીકલે, ચમતકાર ચિત્ત આતા ॥ આનંદ૦ ॥ ૨ ॥ કલિયુગમાં પ્રભુ અધર બિરાજે

અંતરિક્ષ તેણું જગ બોલે ॥ નિર્દૂષણ મહિમા જયકારી, કે જગ નહિ તસ તોલે ॥ આનંદ૦ ॥ ૩ ॥ તે મેં દર્શન કરતાં દીઠું, જન્મ કૃતારથ કીધું ॥ રાત દીવસ સ્વપ્નાંતર માંહી, સ્મરણથી સુખ લીધું ॥ આનંદ૦ ॥ ૪ ॥ અનંત ગણું ફલ પૂજા કરતાં નિર્મલ ભાવના ભાવે દુર્ભવી અભવી તે નવી પાવે, ઉત્તમ ભાવ ન આવે ॥ આનંદ૦ ॥ ૫ ॥ જ્ઞાતા અંગે દ્રોપદી પૂજે, આગમરાયપ્રશ્રેણી ॥ સુરિઆભસુરને જીવાભિગમે, વિજયદેવ શુભશ્રેણી ॥ આનંદ૦ ॥ ૬ ॥ જિન પૂજન વિધિ અંગ ઉપાંગે, દેખે દેખત પ્રાની ॥ કરતાં સુર નર સવિ સુખ પામ્યા, શ્રી રવિચંદ્ર મન માની આનંદકર પડિમા પાર્શ્વજિનંદકી ॥ ૭ ॥

ઓઁ હ્રીઁ શ્રીઁ પરમ૦ પરમે૦ જન્મ૦ શ્રીમતે૦ અષ્ટ મંગલં યજા મહેસ્વાહાઃ

॥ इति अष्ट मंगल पूजा ॥



## આઠમી ધૂપ પૂજા.

### દોહા.

કર્મ ધન સવિ બાલવા, ધૂપ પૂજા શુભ ધ્યાન ॥ કરતાં જિનવર આગલેં, વરિયેં ઊત્તમ ઠાણ ॥ ૧ ॥

ઢાલ આઠમી ( રાગ પીલુ. )

તારે તે જિન તીરથ કહિયે, દર્શન કરતાં ર વિસુખ લહિયે તારે તે૦ ॥ ૧ ॥ પ્રથમ પ્રભુ અષ્ટાપદ સિદ્ધા, ચોવીશ જિન તિહાં બિંબ પ્રસિદ્ધા ॥ તારે તે૦ ॥ ૨ ॥ વાસુપૂજ્ય ચંપાપુર સિદ્ધા, સમેત શિખર જિન વીશહીં સિદ્ધા ॥ તારે. ૩ ॥ તીન કલ્યાણક ગિરિ ગિરનારે યાદવ પતિ દુઃખ દૂર નિવારે ॥ તારે તે૦ ॥ ૪ ॥ મોક્ષ ગયા મહાવીર જિણંદા પાવા પુરીમાં પ્રણમે મુણિંદઃ ॥તારે તે૦ ॥ ૫ ॥ શત્રુંજય ગિરિ આદિ જિણદા, મોક્ષ ગયા જિહાં અનંત મુણિંદ. ॥ તારે તે૦ ॥ ૬ ॥ આબુપર આદીશ્વર રાજા, વંદન કરો નેમિનાથ મહારાજા ॥ તારે તે૦ ॥૭॥ તારંગેશ્રી અજિત જિણંદા, ભોયણી જઈ વંદો મલ્લિ મુણીંદા ॥ તારે તે૦ ॥ ૮ ॥ ભદ્રાપુર વૈભારગિરિમાં, વીરવંદો વલી પાનસરામાં ॥ તારે તે૦ ॥ ૯ ॥ રાણકપુરે રિષહેશ પુણિજે, નમી કેશરીયો કલ્યાણ કરીજે તારે તે૦ ॥ ૧૦ ॥ માનવગઢ સુપાર્શ્વ જિણંદા, ભદ્રાવતી નમો

પાર્શ્વરૂણીંદા ॥ તારે તે૦ ॥ ૧૧ ॥ શંખેશ્વર ચિંતામણી દેવા, ગોડી પાર્શ્વની કરિયે સુસેવા ॥ તારે તે૦ ॥ ૧૨ ॥ અંતરિક્ષ પ્રભુ અંતર જામી, જીરાવલો જગનાથ નમામી ॥ તારે તે૦ ॥ ૧૩ ॥ નંદીશ્વરાદિકતીરથ નમિયે, રવિ મનોરથ પૂરણ ફલિયે ॥ તારે તે૦ ॥ ૧૪ ॥

ૐ હ્રીં શ્રીં પરમ૦ પરમેશ્વરાય જ૦ મ૦ શ્રીમતે૦ ધૂપં યજામહેસ્વાહા:

॥ इति आठमी धूपपूजा ॥

---

## કલશ.

( રાગ—ધનાશ્રી. )

ગુણ ગાવત સુખકાર પારસ જિન ગુણ ગાવત સુખકાર તીરથ સુંદર પાપ પુરંદર, દક્ષિણ દેશ મઝાર ॥ પારસ૦ ॥ ૧ ॥ અંતરિક્ષ મહિમા ઉત્તમ જગમાં, ગાયો આજ ઉદાર ॥ પારસ૦ ॥ ૨ ॥ સ્મરણ કરતાં સંકટ નાશે, રોગ શોગ દુઃખપાર ॥ પારસ૦ ॥ ૩ ॥ અષ્ટ પ્રકારે પૂજન કરતાં, સુખ સંપદ દાતાર ॥ પારસ૦ ॥ ૪ ॥ સાહ કાનજી ઘેલા ઉત્તમ, શ્રાવક કુલ અવતાર ॥ પારસ૦ ॥ ૫ ॥ તિલકને વેલજી નાગજી નંદા, ધર્મ મતિસુ ઉદાર, ॥ પારસ૦ ॥ ૬ ॥ સંઘ કાઢયો પ્રભુ પાર્શ્વ ભેટવા, ભદ્રાવતી

પુરી સાર, ॥ પારસ૦ ॥ ૮ ॥ આગતિ વેદ યુગ નેત્ર સુવર્ષે, વીર સંવત ચિત્ત ધાર, ॥ પારસ૦ ॥ ૯ ॥ જૈન શાસન ગગને રવિરૂપા, આર્ય રક્ષિત ગુરૂ સાર, ॥ પારસ. ॥ ૧૦ ॥ જયસિંહ ધર્મ ઘોષ સૂરિ રાજા, પાટ પરંપર ધાર. ॥ પારસ૦ ॥ ૧૧ ॥ અચલ ગચ્છે સંપ્રતિ રાજા, જિનેંદ્ર સૂરિ સુખકાર ॥ પારસ૦ ॥ ૧૨ ॥ પૂર્વલખીત શાસ્ત્રાનુસારેં, એ અધિકાર ઉદ્દાર, ॥ પારસ૦ ॥ ૧૩ ॥ ભૂલચૂક મિચ્છામિ દુક્કડં, લેવે સંત સુધાર ॥પારસ. ॥૧૪॥ ભણતાં સુણતાં મંગલ હોજો રવિચંદ્ર જયકાર પારસ ॥૧૫॥

॥ इति उपाध्याय श्रीरविचंद्रजी महाराज विरचित श्री अंतरिक्ष पार्श्वनाथ पूजा ॥

## શ્રી સત્તર ભેદી પૂજા સ્થાપન વિધિ.

પ્રથમ સ્નાત્ર કર્યા પછી ઉજવલ રૂપા પ્રમુખના રકેબીમાં કુંકુમ તથા કેસર વિગેરેનો સ્વસ્તિક કરે પછી સુંદર કલશ, કેશર પ્રમુખ મિશ્રિત શુદ્ધ જળે ભરીને સ્થાપનાનો રૂપૈયો કલશમાં નાખે પછી કલશને રકેબીમાં રાખીને સ્નાત્રીયા ઉત્તરાસંગ યા રૂમાલથી મુખ કોશ બાંધે. પછી ત્રણ નવકાર ગણી નમસ્કાર કરે. હાથમાં ધૂપ લઇ રકેબી હાથમાં ધારણ કરે મન સ્થિર રાખે અને છીંક વર્જન કરે સ્નાત્રીયા

પ્રભુજી સન્મુખે ઉભા રહે પંચામૃતનો કલશ અડગ રાખે મુખ થકી પહેલી પૂજાનો પાઠ ભણે અને પછી પ્રભુને પંચામૃતનું ન્હવણ કરે તથા પ્રભુના ડાબી બાજુના અંગુઠે જળધારા આપે.

૨ પછી સૂક્ષ્મ સુંદર અંગ લૂહણે જિનબિંબે પ્રમાર્જી કેશર, ચંદન, મૃગમદ અગર તથા કપૂરાદિકથી કચોલી ભરી હાથમાં લઇ ઉભો રહીને મુખ થકી બીજી પૂજાનો પાઠ ભણે તે ભણી વિલેપન કરીને નવ અંગે પૂજન કરે.

૩. પછી અત્યંત સુકોમલ, સુગંધિત અમૂલક વસ્ત્ર યુગ્મ ઉપર કેશરનો સ્વસ્તિક કરી પ્રભુજી આગલ ઉભો રહી મુખ થકી ત્રીજી પૂજાનો પાઠ ભણે તે ભણીને પ્રભુજી આગલ વસ્ત્ર યુગ્મ ચડાવે.

૪. પછી અગર, ચંદન, કર્પૂર, કુંકુમ, તથા કસ્તૂરીનું ચૂર્ણ કરી કચોલી ભરી પ્રભુ આગલ ઉભો રહી મુખથકી ચોથી પૂજાનો પાઠ ભણે તે ભણીને બિંબ ઉપર વાસ ચૂર્ણ છાંટે તથા જિન મંદિરમાં ચૂર્ણ ઉછાલે.

૫. પછી ગુલાબ, કેતકી, ચંપો, કુંદ, મચકુંદ, સોવન, જાતિ, જુઈ, વિઉલસિરિ ઈત્યાદિ સુગંધયુક્ત પંચવર્ણું ફૂલ લઇ ઉભો રહી મુખથકી પાંચમી પૂજાનો પાઠ ભણે તે ભણીને પંચવર્ણું ફૂલ ચડાવે.

૬. પછી નાગ, પુન્નાગ, મરૂઓ, દમણો, ગુલાબ, પા-

ડલ, મોગરો, સેવંત્રી, ચંબેલી, માલતી, પ્રમુખ પંચવર્ણના કુસુમની સુંદર માલા ગુંથીને હાથમાં લઇ ઉભો રહીને છઠ્ઠી પૂજાનો પાઠ ભણે. તે ભણીને પ્રભુને કંઠે ફૂલની માલા પહેરાવે.

૭. પછી પંચવર્ણ ફૂલની કેશરથી આંગી રચી હાથમાં લઇને મુખથકી સાતમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને સુગંધિત પુષ્પોથી અત્યંત ભક્તિ સહિત ભગવંતના શરીરે આંગી રચે.

૮. પછી ઘનસાર, અગર, સેલારસ, પ્રમુખ સુગંધવટી ઇત્યાદિક સુગંધ ચૂર્ણ રકેબીમાં નાખી હાથમાં લઇ પરમેશ્વર આગલ ઉભો રહી મુખથકી આઠમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને પ્રભુજીને સુગંધિ ચૂર્ણ ચઢાવે.

૯. પછી સધવા સ્ત્રીઓ એકઠી થઇને પંચવર્ણી ધ્વજા, ધૂપ સહિત સુંવર્ણમય દંડ કેરી સંયુક્ત ઉજ્વલ થાલમાં કુંકુમનો સ્વસ્તિક કરી અક્ષત, શ્રીફલ, તથા રૂપાનાણું ધરીને તે થાલમાં ધ્વજા ધારણ કરે. પછી તે સધવા સ્ત્રીના મસ્તકે રાખી ગીતગાન કરતાં સર્વ જાતિના વાજીંત્ર વાજતાં ત્રણ પ્રદક્ષિણા આપે. પછી ધ્વજા ઉપર ગુરૂ પાસે વાસક્ષેપ કરાવે, પ્રભુ સન્મુખ ગુંહલી કરે. ઉપર અક્ષતથી સ્વસ્તિક કરે સોપારી ચઢાવી મુખથકી નવમી પૂજાનો પાઠ ભણે. તે પાઠ ભણીને ધ્વજા ચઢાવે.

૧૦. પછી પીરોજા, નીલમ, લસણીયા, મોતી, માણેકથી જડેલા એવા મુગટ, કુંડલ, હાર, તિલક બહેરખા, કંદોરા, કડાં–ઇત્યાદિક આભરણ લઈ મુખ થકી દશમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને આભરણ તથા રોકડ નાણુ–ડઅલ ચડાવે.

૧૧. પછી કોલ, અંકોલ, કુંદ, મચકુંદ, એવા સુગંધિત પુષ્પેનું ગૃહ બનાવી છાજલી, ગોખ, કોરણી. પ્રમુખની રચના કરી હાથમાં લઈ મુખ થકી અગીયારમી પૂજાનો પાઠ ભણે તે ભણીને ફૂલઘર ચઢાવે, ફૂલની ચંદનમાલા, ફૂલના ચંદ્રવા તથા પોઠીયા પ્રમુખ બાંધે.

૧૨ પછી પંચવર્ણા સુગંધિત પુષ્પ લઈ ફૂલનો મેઘ વરસાવતો બારમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને પુષ્પ ઉછાલે.

૧૩. પછી અખંડ તંદુલને રંગી પંચવર્ણ કરી એક થાલમાં દર્પણ, ભદ્રાસન, નંદાવર્ત્ત, શરાવ સંપુટ પૂર્ણકુંભ, મત્સ્યયુગ્મ, શ્રીવત્સ, વર્ધમાન અને સ્વસ્તિક લઈ પ્રભુજીની આગલ ઉભો રહી તેરમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને રૂપાનાણે સંયુક્ત તે થાલ પ્રભુજી આગળ ધરે.

૧૪. પછી કૃષ્ણાગરૂ, કુંદરૂક, સેલારસ, સુગંધવટી, ઘનસાર, ચંદન, કસ્તૂરી, અંબર–ઈત્યાદિક વસ્તુનું ધૂપધાણું રકેબીમાં ધરી મુખથકી ચૌદમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને ધૂપધાણું ઉખેવે.

૧૫. પછી સુંદર સ્વરૂપવંત એવા કુમાર–કમારિકાઓ પ્રભુજીની આગલ ઉભા રહી મધુર સ્વરે ગીતગાન કરે અને મુખથકી પંદરમી પૂજાનો પાઠ ભણે તે ભણીને પંદરમી પૂજા કરે.

૧૬. પછી પંચેદ્રિયે પરિપૂર્ણ એવા સુંદર કુંમાર અને કુમારિકાઓ, અથવા સમાન અવસ્થાવાલી સધવા સ્રીઓ અથવા તો એકલી કુમારિકાઓ સુંદર વસ્ત્ર આભૂષણ પહેરી પ્રભુની સન્મુખ ઉભી રહી શંકા, કાંક્ષા રહિત નાટક કરી. કદાપિ સ્રીયોનો યોગ ન બને. તો સમાન અવસ્થાવાલા પુરૂષ મલી નાઠક કરતા થકા મુખ થકી સોલમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને સોલમી પૂજા કરે.

૧૭. પછી મદ્દલ, કંસાલ, તબલ, તાલ, ઝંઝ, વીણા, સતાર, તૂરી, ભેરી, ફેરી, દુંદુભી, શરણાઈ, ચંગ, નફેરી પ્રમુખ સર્વ જાતિના વાજીત્ર વજાવતા થકા મુખ થકી સતરમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને સતરમી પૂજા કરે.

પછી આરતી કરે–તેનો વિધિ કહે છે. પૂજા ભણી રહ્યા પછી સર્વ વસ્ત્ર પ્રમુખ પહેરી ઉત્તરાસંગ કરે. પછી પ્રભુથી અંતરપટ કરી પોતાના લલાટે કુંકુમનું તિલક કરે. પછી અંતરપટ દૂર કરી રકેબીમાં સ્વસ્તિક કરી માંહે રૂપાનાણું, તંદુલ, સોપારી ધરે, પછી આરતી દીપક સાથે સંમોજીને પ્રભુની સન્મુખ દક્ષિણાવર્ત્તથી સર્વ વાજીત્ર

વાજતાં આરતિ કરે.

ઇતિ સતર ભેદી પૂજા વિધિ.

## અઢાર પાપ સ્થાનક નિવારક પૂજાસ્થાપન વિધિ.

આ પૂજામાં એક અક્ષતની પૂજા અધિક કરવામાં આવે છે. બાકીનો વિધિ સતર ભેદી પૂજાના વિધિ પ્રમાણે સમજી લેવો.

ઇતિ અઢાર પાપ સ્થાનક નિવારક પૂજા સ્થાપન વિધિ.



## શ્રી વીશ સ્થાનક પૂજા સ્થાપન વિધિ.

વીશ સ્થાનકનું તપ માંડતાં અથવા એક એક ઓલી સંપૂરણ થાય તે વારે અથવા તપ ન કર્યું હોય અને સ્વભાવિક ભાવભક્તીએ પૂજા ભણાવવી હોય, તો તેનો વિધિ આ પ્રમાણે છે.—

દિન શુદ્ધિએ શુભ ઉત્સવે આસન ઉપર એક પંક્તિએ વીશ પ્રતિમા અલંકાર સહિત સ્થાપીએ તેની આગળ વલી ઉપરા ઉપર ત્રણ બાજોઠ માંડીને તેની ઉપર પંચ તીર્થી પ્રતિમા સ્થાપન કરીને પ્રથમ લઘુ સ્નાત્ર ભણાવીએ પછી તીર્થ કૂપાદિકના પવિત્ર જળ આડંબરે સહિત પ્રથમથીજ લાવીને મૂકેલા હોય તે જળને સુવાસિત કરીને તે જળમાંથી થોડે થોડે જળે કરી વીશ કલશ ભરીને વીશ વીશ પુરૂષના હાથમાં આપીને ઉભા રાખવા.

વલી તે વીશ અભિષેક કરવાને અર્થે એક પુરૂષ ફૂલની માલા એક પાત્રમાં રાખે, એક પુરૂષ ચંદન કેસરનો પ્યાલો રાખે, એક પુરૂષ દીવામાં પૂરવાને અર્થે ધૃતનું પાત્ર રાખે એમજ ફળ, અક્ષત, નૈવેદ્ય, ધૂપ પ્રમુખ જે સામગ્રી મેળવેલી હોય, તે સર્વ ચીજ એક એક પુરૂષ પોતપોતાનાં સ્વાધીનમાં રાખે. તે વાર પછી એક પંક્તિએ રાખેલી વીશે પ્રતિમા માંહેથી એક પ્રતિમા લઈને સ્નાત્ર ભણાવેલી પંચ તીર્થ પ્રતિમા પાસે સ્થાપન કરી સર્વ જનો વીશ સ્થાનકની પૂજા માંહેલું પ્રથમ સ્તવન રૂડી રીતે ભણીને પ્રતિમાજી ઉપર વીશે કલશ નામે, તે વાર પછી એક જણ પ્રતિમાજીને અંગ લુહણા કરે. એક પુરૂષ પ્રતિમાનું પૂજન કરે. એક પુરૂષ ફૂલની માળા ચઢાવે એક પુરૂષ પ્રતિમા આગલ બાર સ્વસ્તિક કરીને તેની ઉપર ફૂલ મૂકે. એ જેમ પ્રથમ શ્રી અરિહંત પદના બાર ગુણ છે. તો ત્યાં બાર સ્વસ્તિક કરવા કહ્યા તેમજ જે જે પદના જેટલા જેટલા ગુણો હોય, તે તે પદની પૂજામાં તેટલા તેટલા સ્વસ્તિક કરવા એવી રીતે જિન પ્રતિમાને રૂપા નાણે પૂજા કરીને ફરી પ્રથમ સ્થાનકે પધરાવીને પછી પૂર્વકૃત વીશ પ્રતિમાની પંક્તિમાંથી બીજી પ્રતિમા લઈને પંચ તીર્થિકની પ્રતિમા પાસે સ્થાપન કરે. તે વારે પછી વીશ કલશ થોડે થોડે જલે ભરીને બીજું સ્તવન કહી પ્રથમની પરે બીજો સર્વ વિધિ કરે. એમ વીશે

પદને વિષે વિધિ કરવો વિધિ પૂર્ણ થયે પછી છેવટ આરતિ, મંગલ દીવો કરે. એ ઉત્કૃષ્ટ વિધિ કહ્યો. અંતમાં " મિચ્છામિ દુક્કડં દેવું. " પછી ગુરૂ પૂજા, પ્રભાવના. સ્વામિ વાત્સલ્ય કરવાં.

અને ઘણી શક્તિ ન હોય તો એક પુરૂષ એક કલશ લઈ એક એક સ્તવન કહી પંચ. તીર્થિંનીજ પૂજા કરે. એમ વીશ વખત વીશ સ્તવન કહીને પૂજે. એમ એકજ પંચ-તીર્થિંક આગળ યથાશક્તિ ક્રિયા કરે તો પણ ચાલે, કારણ કે દ્રવ્ય થકી અશક્તને જો ભાવનું બાહુલ્ય છે. તો તેને તેટલું પણ અત્યંત ફલદાયક થાય છે.

ઈતિ વીશ સ્થાનક પૂજા વિધિ.

---

## શ્રી નવપદ પજા સ્થાપન વિધિ.

ચૈત્ર તથા આશ્વિન માસમાં એ પૂજાઓ ભણાય તે વારે નવ સ્નાત્રીયા કરીએ. મોટા કલશ પ્રમુખમાં પંચામૃત ભરીએ. સ્થાપનામા શ્રીફલ તથા રોકડ નાણું ધરીએ. તેને ગુરૂની પાસેથી મંત્રાવી કેસરથી તિલક કરે. હાથમાં કંકણ દોરો બાંધે ડાબા હાથમાં સ્વસ્તિક કરીને વિધિ સંયુક્ત સ્નાત્ર ભણાવે પછી શ્રી અરિહંત પદમાં તાંદુલ. ધૂપ, વાસક્ષેપ, પ્રમુખ રકેબીમાં ધરીને તે રકેબી હાથમાં રાખે નવ કલશને મૌલિસૂત્ર બાંધી કુંકુમના સ્વસ્તિક કરી પંચામૃ-

તથી ભરીને તે કલશો હાથમાં લેઈ પ્રથમ શ્રી અરિહંત પદની પૂજા ભણે. તે સંપૂર્ણ ભણી રહ્યા પછી મોટી પરાત (થાલ)માં પ્રતિમાજીને પધરાવે. પછી " ૐ ह्रीं णमो अरिहंताणं " એ પ્રમાણે કહે તો થકો શ્રી અરિહંત પદની પૂજા કરે.

ઇતિ પ્રથમ પદ પૂજા વિધિ.

બીજુ સિદ્ધપદ રકતવર્ણે છે, માટે ઘઉં રકેબીમાં ધરી શ્રીફલ લઇ નવ કલશ પંચામૃતથી ભરીને બીજી પૂજા ભણે. તે સંપૂર્ણ થયાથી " ૐ ह्रीं णमो सिद्धस्स " એમ કહી કલશ ઢોલે,

ઇતિ દ્વિતીયે પદ પૂજા. વિધિ.

ત્રીજુ આચાર્યપદ પીલે વર્ણે છે, માટે ચણાની દાલ, શ્રીફલ પ્રમુખ લઈ નવ કલશ પંચામૃતથી ભરીને ત્રીજી પૂજાનો પાઠ ભણે. તે સંપુર્ણ થયાથી " ॐ -ह्री णमो आयरियाणं ' એમ કહી કલસ ઢોલે.

ઇતિ તૃતીય પદ પૂજા વિધિ.

ચોથું ઉપાધ્યાય પદ નીલ વર્ણે છે. માટે મગ. પ્રમુખ લઇને પૂર્વોક્ત વિધિથી પૂજા ભણી સંપૂર્ણ થયાથી " ॐ ह्रीँ णमो उवज्झायाणं " એમ કહી કલશ ઢોલે.

ઇતિ. ચ. ૫. પૂ. વિધિ.

પાંચમું સાધુપદ શ્યામ વર્ણે છે. માટે અડધ પ્રમુખ

લઈ બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરી પૂજા ભણે તે સંપૂર્ણ થયાથી " ૐ ह्रीँ णमो सव्व साहुणं " એમ કહે.

ઇતિ પં. પ. પૂ વિધિ.

છઠ્ઠું જ્ઞાન પદ શ્વેત વર્ણો છે. માટે તાંદુલ પ્રમુખ લઈ " ૐ ह्रीँ णमो नाणस्स " કહી બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરવો.

ઇતિ ષ. પ. પૂ. વિધિ.

સાતમું દર્શન પદ શ્વેત વર્ણે છે. માટે ચાવલ પ્રમુખ લઈ " ૐ ह्रीँ णमो दंसणस्स " કહેવું બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરવો.

ઇતિ સ. પ. પૂ. વિધિ.

આઠમું ચારિત્ર પદ પણ શ્વેત વર્ણે છે માટે ચોખા પ્રમુખ લઇ " ૐ ह्रीँ णमो चारित्तस्स " એમ કહેવું બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરવો.

ઇતિ આ. પ. પૂ. વિધિ.

નવમું તપ પદ શ્વેત વર્ણે છે. માટે ચોખા પ્રમુખ લઈ પૂર્વોક્ત વિધિ કરીને " ૐ ह्रीँ णमो तवस्स " એમ કહી કલશ ઢોલે. પછી અષ્ટ પ્રકારી પૂજા અને આરતિ કરે.

ઇતિ નવ પદ પૂજા વિધિ.

## શ્રીપંચ મહાવ્રત પૂજા, સ્થાપન વિધિ.

સત્તર ભેદી પૂજામાં વર્ણવ્યા પ્રમાણે જળ, ચંદન, વસ્ત્ર, પુષ્પ, આભરણ, અષ્ટમંગલ, ધૂપ, પુષ્પમાલા, વાસ અને ધ્વજ એ દશ વસ્તુઓ લઇ અનુક્રમે એક એક સ્તવન બોલી ઉમંગથી પૂજા કરવી.

ઇતિ પં. મ. પૂજા વિધિ.

---

## શ્રી પંચતીર્થિક પૂજા સ્થાપન વિધિ.

આ પૂજાનો વિધિ પણ પંચ મહાવ્રત પૂજાના વિધિ પ્રમાણે જ છે. તેથી અત્રે અલગ લખતા નથી.

---

## શ્રી પંચકલ્યાણક પૂજા સ્થાપન વિધિ.

સતર ભેદી પૂજામાં વર્ણવ્યા પ્રમાણે જળ, વિલેપન, વસ્ત્ર, પુષ્પ, આભરણ, વાસ, અષ્ટમંગલ અને ધૂપ એ આઠ વસ્તુઓ લઇને દરેક સ્તવન કહ્યા પછી પૂજા કરવી.

---

## શ્રી આચાર્ય ગુણ પૂજા સ્થાપન વિધિ.

આ પૂજાનો વિધિ પંચકલ્યાણ પૂજાના વિધિ પ્રમાણેજ છે. તેથી અહીં અલગ લખેલ નથી.

---

## અંતરાય કર્મ પૂજા સ્થાપન વિધિ.

આ પૂજાનો વિધિ પંચકલ્યાણ પૂજાના વિધિ પ્રમાણે હોવાથી અહીં અલગ લખેલ નથી.

---

## અંતરિક્ષ પાર્શ્વનાથ પૂજા સ્થાપન વિધિ.

આ પૂજાનો વિધિ પંચકલ્યાણક પૂજાના વિધિ પ્રમાણે જ છે માટે અલગ લખેલ નથી.

---

## અથ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથનું સ્તવન.

રાગ કલ્યાણ.

શ્રી જિનેશ્વરા અંતરિક્ષ ભય હરા, શાચી ભક્તિ આપજો સદાહીં સુખ કરા; દૂર દેશ સુણી આવ્યો સાહિબ, ભય ભંજન ભગવાન, દર્શન કરવા દેવ દયાલુ; હર્ષ ધરી બહુ માન. ॥ શ્રી જિનેશ્વરા૦ ॥ ૧ ॥ અંતરજામી આતમરામી, ત્રેવીશમાં જિનરાજ ॥ પુરણ કીધા આજ મનોરથ, સિદ્ધા સઘલા કાજ. ॥ શ્રી જિનેશ્વરા ॥ ૨ ॥ વામાનંદન પ્યારા પ્રભુજી, પરમ કૃપાલુ દેવ ॥ શ્યામલીઆ મુજ સંકટ હરજો, આપી સુખકર સેવ. ॥ શ્રી જિનેશ્વરા૦ ॥ ૩ ॥ એલચપુર નૃપના દુઃખ દાધા, કોટ રોગ કરી નાશ ॥ પ્રગટ થઇને પાવન કીધો, પૂરી મનની આશ. ॥ શ્રી જિનેશ્વરા૦ ॥ ૪ ॥ તીન રૂપ ત્રિકાલે દીસે, અતિશય વંત ઉદાર ॥

મોહન મૂરતિ મહિમા મંદિર, સેવક જન આધાર ॥ શ્રી જિનેશ્વરા૦ ॥ ૫ ॥ કર્મ વેરી મુજ કેડે પડિયા, દીધાં દુઃખ અનંત ॥ જેને જીતી જગ યશ લીધું, આપ થયા અરિહંત ॥ શ્રી જિનેશ્વરા૦ ॥ ૬ ॥ સંવત્ ઓગણીશ ચમોતેરમાં, માઘમાસમાં સાર; સંઘ સહિત શ્રી જિનવર ભેટયા, અહિલંચ્છન અઘહાર. ॥ શ્રી જિનેશ્વરા ॥ ૭ ॥ કામિત પૂરણુ કલ્પતરૂ જગ, હરજો દુઃખ જંજાલ, દર્શનથી રવિ બહુ સુખ પામે, પારસદેવ દયાલ. ॥ શ્રી જિનેશ્વરા. ॥ ૮ ॥



## દ્વિતીય સ્તવન.

( રાગ ધનાશ્રી. )

પારસનાથ આધાર મેરા, પ્રભુ પારસનાથ આધાર; દક્ષિણુ દેશે શિરપુર માંહી, ભેટયા દેવ દયાલ. ॥ મેરા૦ ॥ ૧ ॥ પ્રગટ મહિમા પંચમ કાલે, દીઠો આજ ઉદાર. ॥ મેરા૦ ॥ ૨ ॥ અધર રહ્યા પ્રભુ અકલ સ્વરૂપી, શ્યામલિયા સુખકાર. ॥ મેરા૦ ॥ ૩ ॥ તીન કાલે ત્રણુરૂપ બનાવે, મુદ્રા મોહન કાર. ॥ મેરા૦ ॥ ૪ ॥ કલ્પવેલડી મૂરતિ પ્યારી, ઊત્તમ જન આધાર. ॥ મેરા૦ ॥ ૫ ॥ ભવદવ તાપિત જીવ સંસારી, તુજ દર્શન જગ સાર. ॥ મેરા૦ ॥ ૬ ॥ પુન્યવિના નવિ દરિશન લહિયે, દુસ્સમ

કાલ વિચાર. ॥ મેરા૦ ॥ ૭ ॥ વેદ વ્યસન અંક ઈંદુ સંવત્સર, આનંદ આજ અપાર. ॥ મેરા૦ ॥ ૮ ॥ વામા નંદન વંચ્છિત દેજો, રવિ નમે બહુવાર. ॥ મેરા૦ ॥ ૯ ॥

---

## તૃતીય સ્તવન.

પુરિષા દાણી પ્રભુ પાર્શ્વજિણંદા, વંદીત પૂજીત ચોશઠ ઇંદા સુશામલા ગુણવંતા; દક્ષિણ દેશમાં સુંદર સોહે શિરપુર નયરે ગુણી મન મોહે. ॥ સુશામલા૦ ॥ ૧ ॥ દેશ દેશાંતરી બહુ જન આવે, દર્શન કરીને મન હરખાવે. ॥ શુશામલા૦ ॥ આંગી રચાવે ને ભાવના ભાવે, પૂજન કરતાં પાવન થાવે. ॥ સુશા૦ ॥ ૨ ॥ નમન કરંતાં નિર્મલ થાવે, સંસારી શીતલ સુખ પાવે. ॥ સુશા૦ ॥ સુકૃતથી દુઃખ દૂર કરાયો, બહુ કાલ રખડીને નરદેહ પાયો ॥ સુશા૦ ॥ ૩ ॥ દર્શનથી પ્રભુ દર્શન પાયો, નરભવ સુકૃત સફલ કરાયો. ॥ સુશા૦ ॥ સમરથ જાણીને શરણે આયો, ચરણ પખાલીને પાવન થાયો. ॥ સુશા૦ ॥ ૪ ॥ શરણાગતને દેવ દયાલી, તારજો દુઃખ જલથી કરબાલી ॥સુશા૦॥ શુભ મન પુષ્પથી પૂજા ભણાવું, સનમુખ રહીને તુમ ગુણ ગાવું. ॥ સુશા૦ ॥ ૫ ॥ જાણુ આગલ શી યાચના કરિયે, કરૂણા કરી પ્રભુ મુજ દુઃખ હરિયે. ॥ સુશા૦ ॥ સુદા પ્યારી મન સુખકારી, તૃપ્તિ ન પામે નયન વિચારી.

॥ સુશા૦ ॥ ૬ ॥ કલહ કદાગ્રહ દૂરથી હરજો, સંઘ સકલમાં શાંતિને કરજો. ॥ સુશા૦ ॥ વલી વલી વિનવું હે પ્રભુ તુજને, ભવોભવ દર્શન આપજો મુજને. ॥ સુશા૦ ॥ ૭ ॥ તીરથ પુન્યક્ષેત્ર નિધિ લીધા; ચંદ્ર સંવત્સરે દર્શન કીધા. ॥ સુશા૦ ॥ આજ સફલ દિન રવિ મન માને, અંતરિક્ષ પાર્શ્વ પ્રભુ ગુણ ગાને. ॥ સુશામલા૦ ॥ ૮ ॥

---

## અથ ચતુર્થ સ્તવન.

( ગિરિવર દર્શન વિરલા પાવે.—એ રાગ. )

કલ્પવેલી પ્રભુ મૂરતિ પ્યારી, અંતરિક્ષ પાર્શ્વતણી બલિહારી; ॥ કલ્પ૦ ॥ પાતાલ લંકાપતિ ખરદૂષણ, મુનિસુવ્રત શાસનેં સુખકારી. ॥ કલ્પ૦ ॥ ૧ ॥ એક દિન વૈમાન રચીને જાવે, કાર્ય કરણ કોઈ દેશ મઝારી; ॥ કલ્પ૦ ॥ ઝડપથી જાતાં ભોજન વેલા, વૈમાન વનમાંહીં હેઠે ઊતારી. ॥ કલ્પ૦ ॥ ૨ ॥ સેવક મન સંશય તવ થાવે, પ્રભુ પ્રતિમા તો ઘેર વિસારી; ॥ કલ્પ૦ ॥ નિશ્ચલવ્રત નૃપભોજન ન કરે, પ્રભુ પૂજ્યાવિણ પાવન કારી, કલ્પ૦ ॥ ૩ ॥ વેલુગોબર મય મૂરતિ બનાઇ, પ્રભુ પૂજ્યા નૃપે વિધિસુ વિચારી. કલ્પ૦ પછી પ્રતિમા સરોવર શુભ જલમાં, પધરાવીને આશાતના વારી, કલ્પ૦ ॥ ૪ ॥ હવે અખંડિત ફરી પ્રભુ પૂજ્યા, બહુ કાલ રહયા એમ જલમાં

જિતારી, કલ્પ૦ એલચપુર શ્રી પાલ ભૂપાલો, કોઇ રોગ થયો કર્મે અસારી, કલ્પ૦ ॥ ૫ ॥ કીડા પડિયા બહુ તનુ ઘરમાં, વેદના અહોનિશી હોય અપારી, કલ્પ૦ દેશ વિદેશથી વૈદ્ય તેડાવ્યા, તો પણ શાંતિ ન થઈ સુખકારી કલ્પ૦ ॥ ૩ ॥ ૬ ॥ એક દિન ત્યાં આવી રાજાએં, પાણી પીયો હસ્ત પાય પખાલી કલ્પ૦ નિરોગી કરપદ મુખ દેખી સ્નાન કીયો સર્વિતનુ સુખકારી કલ્પ૦ ॥ ૭ ॥ ચમત્કાર દેખી નૃપરાણી, ઊપનો સહુ મન હર્ષ અપારી કલ્પ૦ પાટરાણી કહે પ્રગટ હિંથાઓ, જે હોય દેવ દેવી નભચારી, કલ્પ૦ ॥ ૮ ॥ ત્રીજે ઊપવાસે કહે જિન દેવી, ઇહાં છે પાર્શ્વપ્રતિમા પ્યારી કલ્પ૦ પ્રભુ પ્રસાદેં થયો નિરોગી, નરવર સુણજો સહુ સુખકારી કલ્પ૦ ॥ ૯ ॥ ત્યાંથી પ્રભુ પ્રતિમા કાઢીને. પધરાવો ગાડે સુવિચારી કલ્પ૦ તરત જન્મેલા ગો વાછરડા, શકટે જોડી મન સંશય વારી કલ્પ૦ ॥ ૧૦ ॥ આગલ ચાલી જવું નિજપુરમાં, પાછુવાલીજોયાવિણુ જારી કલ્પ૦ પાછુ વલીને જો નૃપ જોશે, તો પ્રતિમા તિહાં રહે નિરધારી કલ્પ૦ ॥ ૧૧ ॥ ચૂકયો બાજીગરજિમ શોચે, તિમ ચિંતા દુઃખ હોશે અપારી કલ્પ૦ અમરી વયણ સુણી નૃપ રાણી, હર્ષિત હુઆ મન સંશય વારી કલ્પ૦ ॥ ૧૨ ॥ વસુધાપતી તેમજ કરી ચાલ્યો, દૂર જતાં મન સંશયકારી, કલ્પ૦ પાછુ વલી જોયું જબ ભૂપે, અધર રહ્યા

તિહાં પ્રભુ સુખકારી કલ્પ૦ ॥ ૧૩॥ ગાડુ નિકલી આગલ ચાલ્યું શાલે નૃપ મને વિણુ વિચારી કલ્પ૦ ત્યાં નૃપ શિર પુર નયર વસાવી રહેવા લાગો પ્રભુ પ્રેમ વધારી, કલ્પ૦ ॥ ૧૪॥ જિનવર મંદિર ત્યાંહી બંધાવે, માઘશુદિ પંચમી સુખકારી, કલ્પ૦ સંવત ઇગ્યાર બેતાલીશ વર્ષે, સૂરિ અભય દેવ મહા ધારી કલ્પ૦ ॥ ૧ ॥ સંઘ ચતુર્વિધમલી મનમોદે, મોચ્છવકરી પ્રતિષ્ઠા સુખકારી કલ્પ૦ ઘોડેસ્વાર પાણી હારી તે કાલે, જઇ શકતા નિચે સુખકારી કલ્પ૦ ॥ ૧૬ ॥ હમણા પણ અંગલોહણું નિકલે પ્રત્યક્ષ દીઠો આજ ઊદારી કલ્પ૦ અધર બિરાજે દુસ્સમ કાલે, મહિમા જગ યશ અપર મપારી કલ્પ૦ ॥ ૧૭ ॥ અંતરિક્ષ પાર્શ્વ તેણે જગ બોલે, વંદન પૂજન કરે ભવપારી કલ્પ૦ આ કોલા સંઘ સાથે પ્રભુ ભેટયા; દર્શન કીધા દુરિત નિવારી, કલ્પ૦॥૧૮॥ યુગનય ક્ષ્માવાડી નભ ગણિયે,સંવત ફાલ્ગુન શુદિ સુખકારી કલ્પ૦ નિશિદિન ઘડી પલે દર્શન ચાહું, રવિ કહે શ્વાસમાં વાર હજારી કલ્પ૦ ॥ ૧૯ ॥

## અથભદ્રાવતી (ભાંડક)મંડન પાર્શ્વનાથ જિન સ્તવન

રાગ પીલુ.

પ્રતિમા પાર્શ્વ જિણંદકી પ્યારી નમતાં નિર્મલ હોય નરનારી પ્રતિમા૦ દૂર દેશથી દર્શન કરવા, આવ્યો ભવ

ભય પાર ઊતરવા પ્રતિમા૦ ॥ ૧ ॥ પરદુઃખભંજક બિરૂદ તુમારી, નિસુણી શરણેં હું આવ્યો જિતારી પ્રતિમા૦ ॥ ૨ ॥ મોહન મુદ્રા મન લલચાવે, નિરખત નયના તૃપ્તિ નપાવે પ્રતિમા૦ ॥ ૩ ॥ ભરતવાસી ભવિલોક ઊદ્ધરવા, પ્રગટયા પાર્શ્વ પ્રભુ દુઃખહરવા પ્રતિમા૦ ॥ ૪ ॥ પુરી ભદ્રાવતી પાવનકારી, વામાનંદન મૂરતિ પ્યારી પ્રતિમા૦ ॥ ૫ ॥ પંચમ કાલે ભવિ ઉપકારી, જિનવર આગમ ઠવણા તુમારી. પ્રતિમા૦ ॥ ૬ ॥ વંદી પૂજી તુમ ગુણ ગાવે, દુઃકૃત દૂર કરી સુખ પાવે પ્રતિમા૦ ॥ ૭ ॥ રોગ શોગ દુઃખ દૂર નિવારી, વાંછિત આપજો વિનતિ વિચારી પ્રતિમા૦ ॥ ૮ ॥ આકોલાથી સંઘ લઈ આવ્યા, કાનજી ઘેલા પુન્યવાન સવાયા પ્રતિમા૦ ॥ ૯ ॥ નાગજી સુત શુભ તિલક વિચારી, સંઘપતિ નામ ધર્યો ભાગ્યશાલી પ્રતિમા૦ ॥ ૧૦ ॥ વીરથી ધ્યાન વેદ યુગ કર શાલે, વૈશાક શુદિ દ્વાદશી બુદ્ધવારેં પ્રતિમા૦ ॥ ૧૧ ॥ બહુ જન સંગેં જિનવર ભેટયા, દર્શન કરતાં દુરિત ઉમેટયા પ્રતિમા૦ ॥ ૧૨ ॥ ત્રેવીશમા પ્રભુ ત્રણ દુઃખહારી નમત રવિ પદે વાર હજારી પ્રતિમા૦ ॥ ૧૩ ॥

---

# દ્વિતીય સ્તવન.

## રાગ, જઝલ કવાલી.

અનાદિ કાલથી દુઃખીયો, કરી કરૂણા કરો સુખીયો; દુરિત દુઃખ દૂર કરનારા, મુજે શ્રી પાર્શ્વ જિન પ્યારા. ॥ ૧ ॥ કરી પર પ્રાનની હાની, સુની નહિ સદ્ ગુરૂ વાની; જપી ન જિન નામની માલા, મુજે શ્રી પાર્શ્વ જિન પ્યારા. ॥ ૨ ॥ કરી ચોરી અને દારી, લવી જુઠું ધર્મ હારી; રહ્યો નરકેં બહુ કાલા, મુજે શ્રી પાર્શ્વજિન પ્યારા ॥ ૩ ॥ ક્રોધાદિક ચોર વસ પડિયો, ઇંદ્રિ સુખપાસમાં અડિયો, ખોઇ નર જન્મ અવતારા, મુજે શ્રી પાર્શ્વજિન પ્યારા ॥ ૪ ॥ મમતમાં માનખો ખોયો, પછી નરકે જઈ રોયો, સેવ્યા નહિ શાંતિ કરનારા, મુજે શ્રી પાર્શ્વજિન પ્યારા ॥ ૫ ॥ હવે છે આસરો તારો, સેવકને પાર ઊતારો; શ્યામલિયા સુંદરાકારા મુજે શ્રી પાર્શ્વજિન પ્યારા ॥ ૬ ॥ પુરી ભદ્રાવતી રાયા, પૂરણ પુન્યે દર્શ પાયા; સુધારો મનુજ અવતારા, મુજે શ્રી પાર્શ્વજિન પ્યારા ॥ ૭ ॥ વીરથી વેદયુગ શરણા, નયન શુભ વર્ષ દુઃખ હરણા; વૈશાક સિતચૌદશ કવિવારા, મુજે શ્રી પાર્શ્વજિન પ્યારા ॥ ૮ ॥ વામાસુત વિનતિ ધરન્જે, સંકટ સવિદૂર સંહરન્જે; વંદે રવિચંદ્ર અણગારા, મુજે શ્રી પાર્શ્વજિન પ્યારા ॥ ૮ ॥

---

# અથ તૃતીય સ્તવન.

## વીરકુને જઈ વસિયે એ–રાગ.

ભદ્રાવતી જઈ વસિયે ચાલોને સખી ભદ્રાવતી જઇ વસિયે ॥ દેવભુવન સમ દેવલ સોહે, જોતાં મન ઉલ્લસિયે ॥ મનોહર મૂરતિમાંહિ બિરાજે પાર્શ્વપ્રભુ મુખપસિયે ચાલોનેo ॥ ૧ ॥ ત્રેવીશમા જિન ત્રિભુવન સ્વામી, પૂજી પાવન થઇએ ॥ દુર્ગતિ ડાકણ દૂરે કરવા જશ શરણે જઈ રહિયે. ॥ ચાલોનેo ॥ ૨ ॥ પાવનકારી ચરણ પખાલી, અંતર મેલ ઊતરિયે ॥ પરપીઠા દુઃખ દૂર નિવારી, ભવ શાયર જટ તરિયે. ॥ ચાલોનેo ॥ ૩ ॥ વીતરાગ પદ પૂજી વિધિશુ, ગુરૂમુખથી વ્રત લહિયે ॥ પરનિંદા પચ્ચખાણ કરીને, સત્ય વચન મુખ કહિયે. ॥ ચાલોનેo ॥૪॥ મહિમા અચિંતીત અગમ સ્વરૂપી, પ્રભુ મુદ્રા મન હરિયે ॥ દેવદાનવ સુરરાજ કે રાજા, શેવાથી સુખ વરિયે. ॥ ચાલોનેo સંઘ ચતુર્વિધ ભક્તિ કરતાં પુન્યની પોથી ભરિયે ॥ દેવદયાલુ દર્શન કરતાં, નરભવ સફલો કરિયે ॥ ચાલોનેo ॥ ૬ ॥ શરણ મંગલ વિકથા કર વર્ષે, વીરસંવત ચિત્ત ધરિયે માધવ ત્રયોદશી સિતગુરૂ વારા, જિન ધ્યાને રવિતરિયે. ॥ ચાલોને ॥ ૭ ॥

---

## અથ ભદ્રાવતી (ભાંડક) મંડન શ્રીઆદિનાથ સ્તવનં.

( રાગ જય જયવંતી. )

શ્રી આદીશ્વર અંતરજામી—આદિપુરૂષ પ્રભુ પ્રથમ જિનંદા ॥ દર્શન કીધા આજ કૃપાલુ, ભદ્રાવતીપુરી ભાવે દેવેંદા. ॥ શ્રી આદીશ્વર૦ ॥૧॥ સુંદર મૂરતિ મોહન ગારી, નામ જપે નરનાથ સુરેંદા ॥ ચરણુ પખાલી પાવન થઇએં, સ્મરણુથી સુખલેત યોગીંદા શ્રી આદીશ્વર૦ ॥ ૨ ॥ અજ્ઞાન વસમેં અનંત દુઃખ પાયા, ધર્મ ન જાણ્યો મર્મ મુણીંદા ॥ સદગુરૂ સંગ કર્યો નહિ સાહિબ, દુર્જનથી દુઃખ પાયો ગુણીંદા. ॥ શ્રી આદીશ્વર૦ ॥ ૩ ॥ સેવક થઇને શરણે રે આવ્યો, પ્રથમ પ્રભુ મરૂદેવી કે નંદા ॥ મહેર કરી મહારાજ નિવારો, ભવોભવ દુર્ગતિ દોષ અમંદા. શ્રી આદીશ્વર૦ ॥ ૪ ॥ જન્મ સફલ ભયા આજ હમારા, વંદન પૂજન કરત જિણેંદા ॥ વીરથી વેદ શરણુયુગ નયના, વૈશાક પૂનમે નમે રવિચંદા. ॥ શ્રી આદીશ્વર૦ ॥ ૫ ॥



## અથ શ્રી આકોલા મંડન શ્રી આદિજિન સ્તવનં.

શ્રી જિન આદિ પ્રભુજી પરમાતમા રે વાહલા રાણી સુનંદાનાકંત રસિયા વસિયા પ્રભુજી અમ અંતરેરે જેહના દર્શન કરતાં દુર્ગતિ દૂર નિવારિયે રે લહિયેં ઉત્તમ સંપદ

સીજે સઘલા કાજ રસિયા૦ ॥ ૧ ॥ સાખી આકોલે જઈ વંદીયા મૂરતિ મોહનવેલ; પ્રથમ પ્રભુ પરમાતમા વારે દુર્ગતિ જેલ ॥ દર્શન કરવા ફરી ફરી મુજ મન મધુકર ચાહે છેરે; રાગને રોષાદિક સર્વિ દોષરહિત ભગવંત. ॥ રસિયા૦ સાખી દ્રવ્ય તનુ શુચી શાચવી, ભાવ લહી ભરપૂર, નાભિ નંદન પૂજિયેં કરવા દુઃકૃત દૂર ઊત્તમ માનવ ભવ સહી સફલ કરણુ ગુણુ ગાઇએંરે, રાખી સન્મુખ મન વચકાય સદા ગુણુવંત. ॥ રસિયા૦ ॥ ૩ ॥ સાખી જાઇ જોઇને માલતી, મોગરની શુભ માલ ॥ ગુલાબજાશુદ ફૂલડે, પૂજો દેવદયાલ. બહુકે દોલર ચઊદિશિ સુંદર ચંપક કેવડોરે સાથે શુભ મનકેરી લહિયેં સુગંધ અપાર ॥ રસિયા૦ ॥ ૪ ॥ સાખી હલકો સંગ ન કીજિયેં, તજિયેં વિકથા ચાર ॥ ગુરૂ મુખવ્રત લઇ પાલિયેં, નિજકુલ શુભ આચાર ॥ જેહથી આભવ પરભવસવિસુખ સંપદ પામિયેંરે લહિયેં સજ્જન સંગત મન વાંછિત મેલાપ. ॥ રસિયા૦ ॥ ૫ ॥ સાખી પુન્યેં નરભવ પામિયા, ઊત્તમ કુલ અવતાર ॥ ધર્મથકી સુખ પામિયેં, દુઃખ દુર્ગતિનો પાર શ્રી રવિ શાંતિકારક દુઃખ હર હૃદયેં રાખજોરે, માતામરૂદેવીના નંદન દેવદયાલ ॥ રસિયા૦ ॥ ૬ ॥

## અથ બાલાપુર મંડન શ્રી ગોડી પાર્શ્વજિન સ્તવનં.

### ( વીરકુંને જઇ વસિયેં ચાલોને સખી એ–રાગ.

મુદ્રા મોહનગારી જિણંદાતોરી મુદ્રા મોહનગારી ॥ કામી ક્રોધી ઓરહીં દેવા, પાસ રખે નિત્ય નારી ॥ રાગી દ્વેષી રંક કહાવે, તેતો સર્વ સંસારી. ॥ જિણંદા૦ ॥ ૧ ॥ અષ્ટાદશ દોષો પરિહારી, વીતરાગ પદ ધારી ॥ જન્મ મરણ કા બીજ જલાયા, વંદો તે જિનજારી. ॥ જિણંદા૦ ॥૨॥ પુરૂષોત્તમ શંકર જિનરાજા, મહાદેવ વિજીતારી ॥ પરમગુરૂ પરમેશ દયાલુ, નમિયેં ત્રિભુવન તારી. જિણંદા૦ ॥ ૩ ॥ અંતરજામી નિજ ગુણરામી, ત્રેવીશમા જિનરાયા ॥ મૂરતિ મોહન નયનાનંદી, મણિધર લંચ્છન પાયા. ॥ જિ૦ ॥ ૪ ॥ વામાનંદન ભવભય ભંજન, પરમકૃપાલુ દેવા ॥ તારક જાણી શરણેરે આવ્યો દુર્ગતિ દૂર કરેવા. જિણંદા૦ ॥ ૫ ॥ બાલાપુર મંડન બહુ ભાવેં, ભેટી ભવદધિ તરિયેં; દુર્ગતિ વારણ શિવસુખ કારણ જિનઆણા શિર ધરિયે. ॥ જિણંદા૦ ॥ ૬ ॥ પાર્શ્વ ગોડી પ્રભુ પાવન કરજો, સંકટ સર્વ સંહારી ॥ રવિ નમે નિત્ય નાથ નિરંજન, નામતણી બલિહારી ॥ જિણંદા૦ ॥ ૭ ॥

---

## અથ ખામ ગામ મંડન શ્રી આદિજિન સ્તવન.

**( હે સુખકારી આ સંસારથકી જો મુજને ઊદ્ધરે એ–રાગ. )**

હે દયાનિધિ તારક નામ તુમારૂં તો મુજ તારજો ॥ નિર્મલ કનક વરણ કાયા, રહે ધોરી લંચ્છન જશ પાયા; નમો પ્રથમ પ્રભુ શ્રીજિનરાયા. ॥ હે દયા૦ ॥ ૧ ॥ શ્રી આદિ જિનેશ્વર ઊપગારી ॥ નમું પ્રથમ રાય પાવનકારી, થયા પ્રથમ મુનિ સંયમધારી. ॥ હે દયા૦ ॥ ૨ ॥ યુગ્લ ધર્મ રીતી વારી, વ્રત ધર ભવિને શિવ સુખકારી, થયા પ્રથમ દાન ગુણ દાતારી. ॥ હે દયા૦ ॥ ૩ ॥ હવે જિનવરની આણા ધરિયે, સહી મોહ મિથ્યા ઘર નવિ રહિયેં, જુઠી કરણી સવિ હરિહરિયેં. ॥ હે દયા૦ ॥ ૪ ॥ પ્રભુ પૂજનથી પાવન થઇએં, નહિ અશુભ વચન મુખથી કહિયે, સદ્‌ગુરૂ સંગે જઇને રહિયેં, હે દયાનિધિ૦ ॥ ૫ ॥ બહુ કાલ ગયો ભવમાં ભમતાં, દુઃખ દીઠા મે પરઘર રમતાં, તોપણ નાવી નિર્મલ સમતા. ॥ હે દયા૦ ॥ ૬ ॥ હવે સાર કરો જિનવર મોરી, મે આણગ્રહી ધુરથી તોરી, વલી નમન કરૂં નિત્ય કરજોરી. ॥ હે દયા૦ ॥ ૭ ॥ શ્રીખામ ગામ મંડન પ્યારા, પ્રભુ તાર તાર તારનહારા, શ્રી વીતરાગ રવિ સુખકારા. હે દયાનિધિ તારક નામ તુમારૂં તો મુજ તારજો. ॥ ૮ ॥

## અથ એવલા મંડન શ્રી અવંતી પાર્શ્વજિન સ્તવન.

શ્રી પાર્શ્વજિનરાજ પ્રભુ પાવનકારી નામતણી જાઊ બલિહારીરે શ્રી પાર્શ્વ૦ મોહનવેલી મૂરતિ પ્યારી, સેવક જિન સુખકારીરે શ્રી પાર્શ્વ૦ ॥ ૧ ॥ દક્ષિણ દેશવાસી ભવિજનને, સુખ સંપદ દાતારીરે શ્રી પાર્શ્વ૦ યેવલાપુરમાં આજહીં ભેટયા, દેવ સકલ શિરદારીરે શ્રી પાર્શ્વ૦ ॥ ૨ ॥ દેવ ભુવન સમ દેવલ સુંદર, રંગમંડપ મનોહારીરે શ્રી પાર્શ્વ૦ વંચ્છિત પૂરે ચિંતાચૂરે; અવંતી પાર્શ્વ અઘહારીરે શ્રી પાર્શ્વ૦ ॥ ૩ ॥ વંદક પૂજક પાતક હરજો દુર્ગતિ દૂર નિવારીરે શ્રી પાર્શ્વ૦ ત્રિભુવન તારક ત્રેવીશમાં જિન, જગ બંધવ જયકારીરે શ્રી પાર્શ્વ૦ ॥ ૪ ॥ સેવા કરતાં સવિ સુખ લહિયેં, ત્રણ વિધ તાપ નિવારીરે શ્રી પાર્શ્વ૦ નિશ્ચલ ધ્યાને કરી એક તાને ભજિયેં ભાવ વધારીરે શ્રી પાર્શ્વ૦ ॥ ૫ ॥ સંવત ઓગણી અમોતેર વર્ષે, માગસર માસ મઝારીરે શ્રી પાર્શ્વ૦ વંદે રવિ વામાસુત ચરણે, દર્શને દુરિત નિવારીરે શ્રી પાર્શ્વ૦ ॥ ૬ ॥

---

## અથ પાચોરા મંડન શ્રી કલ્યાણી પાર્શ્વજિન સ્તવન.

( રાગ પીલુ. )

પ્રભુ પૂજન બિન જન્મ ગમાયા, કુગુરૂકૂદેવ સંગે દુઃખ પાયા પ્રભુ પૂજન૦ ॥ ૧ ॥ કેઇક હિંસક કરહથી-

આરી, વિષયી પાસ રખે નિત્ય નારી પ્રભુ૦ ॥ ૨ ॥ આ-
શા કે દાશા કેઈ દેવા, કિમ કરિયેં તસચરણકી સેવા
પ્રભુ૦ ॥ ૩ ॥ કલ્યાણી પ્રભુ પારસ વંદી, પાચોરા પુરે
મનમે આનંદી પ્રભુ૦ ॥ ૪ ॥ પારસ સમ પારસ જિન
પ્યારા, લોહા પરે ભવિ કાંચન કારા પ્રભુ૦ ॥ ૫ ॥ શ્રદ્ધા-
લુ ભવિ કાજ સુધારે, રોગ શોક ભય મારી નિવારે પ્રભુ૦
॥ ૬ ॥ વાંચ્છિત દાતા પૂર્ણ કૃપાલુ, દીન દુઃખી સુખી
કરણ દયાલુ પ્રભુ૦ ॥ ૭ ॥ વીર સંવત ચૌવીશ ચમાલી
માઘતણી પંચમી અજવાલી પ્રભુ૦ ॥ ૮ ॥ સમરથ જાણી
શરણ અદ્યોરી, નમત રવિ પ્રભુ કાજ સર્યોરી પ્રભુ૦ ॥૯॥

---

## અથ વૈભાર ગિરિ મંડન વીરજિન સ્તવન.

હઇડે હજૂર રહેજોજી મેરારે સાહેબજી સન્મુખ સ-
દાહિં રહેજોજી ॥ એકને છંડી દોયને મંડી ત્રણે કરિ શું
દૂર ॥ ચાર જણારે પાસન પડશું રહેશું પંચ હજૂર ॥
॥ હઇરે૦ ॥ ૧ ॥ છને છંડી સાત વરિશું, આઠ તણે
આધાર ॥ નવ દશનું નિત્ય નામ જપીશું, શોલને દેશું માર
હઇડે હજૂર૦ ॥ ૨ ॥ અગ્યાર બારના બહુ ગુણ ગાશું,
ચૌદ કરી ચકચૂર ॥ પનર જણારે પાસ ન પડશું, તેરને કરશું
દૂર હઇડે૦ ॥ ૩ ॥ સતર અઢારનો સહાય લઇને, જીતશું
જટ બાવીશ ॥ વીશ એકવીશનો અંત કરિશું, ચિત્ત ધરશું

ચોવીશ હઈડે૦ ॥ ૪ ॥ પચવીશને યતને પાલીશું, એકત્રીશ નિત્ય સંભાર ॥ એગોણત્રીશ ઓર ત્રીશ દોયને, કાડશું ઘરથી બાર હઈડે૦ ॥ ૫ ॥ સતાવીશની સંગે રહિશું, તેત્રીશ કરી પરિહાર ॥ ચોત્રીશ પાત્રીશ પદને વરવા, કરશું સુકૃતસાર હઈડે૦ ॥ ૬ ॥ છન્નુ પ્રણમી છત્રીશ ધરશું, કરશું નિર્મલ કાય ॥ વૈભાર વાસી વીર જિણંદ રવિ ॥ પૂજીશું નિત્ય પાય હઈડે૦ ॥ ૭ ॥

---

## અથ શ્રી સત્યપુર મંડન વીરજિન સ્તવન.

### રાગ કલ્યાણ.

શ્રી જિનેશ્વરા મહાવીર ભય હરા દુર્ગતિ દોય વારી શાંતિ આપજો વરા ॥ એકને મંડી દોયને છંડી, આદર શું ત્રણ ચાર ॥ પાંચ જણારે પાસ ન પડશું કરશું ષટ ની સાર શ્રી જિનેશ્વરા૦ ॥ ૧ ॥ સાત આઠનો અંત કરિશુ નવ દશ નહિ હિતકાર ॥ ચૌદ જણારી યતના કરશું, અગ્યાર બાર પરિહાર શ્રી જિનેશ્વરા૦ ॥ ૨ ॥ તેરને ત્રિવિધે દૂર કરિશું, પનર પાસ નિવાર ॥ શોલની ભાવે ભક્તિ કરશું, સતર સંગ નિવાર શ્રી જિને૦ ॥ ૩ ॥ અઢારને નહિ આદર દેશું, એકોનીશ ત્રેવીશ ધાર ॥ એકવીશ બાવીશ ભટ ભાંગીશું, વીશતણો આધાર શ્રી જિને૦ ॥ ૪ ॥ ચોવીશને ચિત્તમાં ધારિશું, પચવીશ પાવનકાર ॥ અઠાવી-

શનું અંત કરિશું, સતાવીશ મન ધાર શ્રી જિને૦ ॥ ૫ ॥ એક ત્રીશને અંતરમાં ધરશું, તેત્રીશને દઈમાર ॥ એકો-ણત્રીશ ઓર ત્રાંશ ત્યજીને, વરશું નિજ પરિવાર શ્રી જિ-ને૦ ॥ ૬ ॥ ચોત્રીશ પાંત્રીશ ભાવેં ભજશું, શહતાલીશ નહિ સાર ॥ સતાવન સહી દૂર કરિશું, છન્નુ ચિતમાં ધાર શ્રી જિને૦ ॥ ૭ ॥ સત્યપુરે જિનવર ભેટીશું, અનંત ગુણી અરિહંત ॥ વીર જિણંદ વંદનથી વરશું ॥ રવિ કહે સુખ અનંત શ્રી જિનેશ્વરા૦ ॥ ૮ ॥

---

## અથ શંખેશ્વર મંડન શ્રી પાર્શ્વ જિન સ્તવન તીર્થમાલા

શ્રી શંખેશ્વરા પ્રભુ પાર્શ્વ મનહરા, આરતિ અનાદિ વારી તારો જિનવરા ॥ સિદ્ધાચલ આદીશ્વર પ્રણમો સિદ્ધ અનંત અણગાર ॥ અષ્ટાપદ ચોવીશે જિનવર, નેમ નમું ગિરનાર શ્રી શંખે૦ ॥ ૧ ॥ સમેત શિખર સિદ્ધાજિન વિશેં, સાથે બહુ પરિવાર ॥ વાસુ પૂજ્ય ચંપાપુર સિદ્ધા, ચાર કલ્યાણક સાર શ્રી શંખે૦ ॥ ૨ ॥ પૂર્વ દિશે પાવા-પુરી સોહે મોક્ષ ગયા મહાવીર ॥ નેમરિષભ આબૂપર ન-મિયેં, લેવા ભવજલ તીર શ્રી શંખે૦ ॥ ૩ ॥ વૈભાર ગિ-રિપર વીર બિરાજે, ભદ્રા નયર મઝાર ॥ પાનસરામાં પા-વનકારી વંદો વાર હજાર શ્રી શંખેશ્વરા૦ ॥ ૪ ॥ મહિ મનહર ભોયણી ગામે કેશરીઓ જગદીશ ॥ તારંગે શ્રી

અજિત જિણુંદા, રાણુપુરે રિષહેશ શ્રી શંખે૦ ॥ ૫ ॥ અંતરિક્ષ પારસ જિન નમિયે, મક્ષી માલવ દેશ ॥ ભદ્રાવતી કેશરીઆ પારસ જઇ પૂજો પરમેશ શ્રી શંખે૦ ॥ ॥ ૬ ॥ ભરૂચ પુરે મુનિ સુવ્રત સ્વામી માંડવ ગઢ સુપાસ ॥ અમીજરો વરકાણો ગોડી પલ્લવી થંભણ પાસ શ્રી શં૦ ॥ ૭ ॥ પંચાસરો જગ વલ્લભ પ્રણમો જીરાવલો જગનાથ ॥ સત્ય પુરે મહાવીર નમીજે, બિહું કરજોડી સાથ શ્રી શં૦ ॥ ૮ ॥ બાર દેવલોકે નવ ગ્રૈવેયકે, પંચ અનુત્તર સાર ॥ ભુવનપતિ વ્યંતર જ્યોતિષી, નંદીશ્વર સુખકાર શ્રી શં૦ ॥ ૯ ॥ અશાશ્વતી શાશ્વતી જિનની ત્રિભુવન પ્રતિમા જેહ ॥ નમિયે નિર્મલ ભાવધરી નિત્ય -વિચંદ્ર ગુણ ગેહ શ્રી શંખેશ્વરા૦ ॥ ૧૦ ॥

---

## અથ અંતરિક્ષ પાર્શ્વજિન સ્તવન પાંચમો.

દૂર દેશમે મહિમા સુનકર, દર્શન કરને આયા ॥ પ્યારી પ્રતિમા દેખનશેં, મનમે આનંદ પાયા ॥ દૂર૦ ॥ ૧ ॥ ભાવસહિત ભક્તિશેં શ્રી જિનવર ગુણ ગાયા દુર્લભ દર્શન દેખનશેં, દુઃકૃત દૂર કરાયા દૂર૦ ॥ ૨ ॥ પૂજનશેં સેવનશેં, મનુષ્ય જન્મ ફલપાયા ॥ સમતાશેં યતનાશેં પૂરવ પાપ ખપાયા દૂર૦ ॥ ૩ ॥ ચંદનશે કેશરશેં નવ અંગ તિલક કરાયા ॥ ફૂલોંશેં અક્ષતશેં પૂજન ઠાઠ બનાયા દૂર૦ ॥

૪ ॥ શ્રી અંતરિક્ષ પારસશેં પૂરણુ પ્રેમ લગાયા ॥ મોહન મૂરતિ નિરખનશેં મુજ મન ભૃંગ લોભાયા હૂર૦ ॥ ૫॥ પ્રીતિશેં આનંદશે સુંદર નાચ કરાયા ॥ મનહર મુદ્રા પેખનશેં સન્મુખ થઇ ગુણુ ગાયા હૂર૦ ॥ ૬ ॥ ભક્તિ ભાવ પૂરણુશેં પૂજ્યા પારસરાયા ॥ સુંદર આંગી રચનાશેં મનમે આનંદપાયા હૂર૦ ॥ ૭ ॥ એકોનીશશે ચમોતેરમે ચરણે શીશ નમાયા ॥ વામાનંદન દર્શનશે રવિમન હર્ષ સવાયા હૂર૦॥૮॥



## અથ શ્રી ગિરનાર ગિરિમંડન નેમિજિન ચૈત્યવંદન.

જગ પ્રકાશક દુરિત નાશક, લોકાલોક દીવાકરં ॥ સુરાસુરપતિ ચરણ વંદિત, નમો નેમિ જિનેશ્વરં. ॥ ૧ ॥ ગિરનાર ગિરિપર શ્યામમૂરતિ, સોરઠ દેશ સોહંકરં ॥ ત્રણુ કલ્યાણુક ત્યાં નમીજે. ॥ નમોનેમિ૦ ॥ ૨ ॥ સહસાવનને પ્રથમ ટૂંકે, ચરણુ કેવલ શ્રીવરં ॥ પંચમે પ્રભુ મોક્ષ પહોતા. ॥ નમોનેમિ૦ ॥ ૩ ॥ માસનું અણુસણુ આરાધી, સર્વ વ્યાધિ દુઃખહરં ॥ પાંચશે છત્રીશ મુનિવર ॥ નમોનેમિ૦ ॥ ૪ ॥ આઠ બંધવ મોક્ષ પહોતા, રાજ્યમતી રમણીપરં ॥ હરિ પટ્ટરાણી આઠ સિદ્ધિ. ॥ નમોનેમિ૦ ॥ ૫ ॥ અતીત અનાગત વર્તમાને, સાશ્વતોએ ગિરિવરં ॥ કોટી ભવદુઃખ ભાંજશે કેઈ. નમોનેમિ૦ ॥ ૬ ॥ નિત્ય

પ્રભાતે સમરિયે સહી, દૂરથી પણ દુઃખહરં ॥ ઊદયાચલે રહી રવિવંદે. ॥ નમો નેમિજિને૦ ॥ ૭ ॥



## અથ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથ ચૈત્યવંદન.

પરમનાણી સર્વ જાણી, શાંતિકર ત્રિભુવનજનં ॥ તરણ તારણ નિત્ય પ્રણમું, અંતરિક્ષ પારસજિનં ॥ ૧ ॥ રાય ખરદૂષણ નિપાઇ, વેલુ ગોબરમયપરં ॥ કરી અખંડિત સુરે પૂજ્યા, અંતરિક્ષ પારસજિનં ॥ ૨ ॥ એલચપુર નૃપ કોષ્ટરોગી, ન્હેવણથી નિર્મલકરં ॥ પૂજતાં સવિ પાપ ટાલે, અંતરિક્ષ પારસજિનં. ॥ ૩ ॥ દુસ્સમકાલે અધર રાજે, પ્રતિમા ભવિજન પાવનં ॥ સ્વર્ગ મૃત્યુ પાતાલ મહિમા, અંતરિક્ષ પારસજિનં. ॥ ૪ ॥ જન્મ જરા દુઃખ મરણ ટાલે, સર્વ સંપદ કારણં ॥ અનંત ચતુર્ધરનાથ નમિયે, અંતરિક્ષ પારસજિનં. ॥ ૫ ॥ વ્યાધિ પીડા ભય નિવારે, ભાવ ભક્તિ ભાજનં ॥ સેવના સૌભાગ્ય દાતા, અંતરિક્ષ પારસજિનં. ॥ ૬ ॥ પુરિસાણી પાસ પૂજો, શ્રી જિનવામાનંદનં ॥ ઊદય પામે રવિવંદી, અંતરિક્ષ પારસ જિનં. ॥ ૭ ॥



## અથ શ્રી અંતરિક્ષ પાર્શ્વજિન સ્તવન.

### ( નેમિજિણંદ જુહારિયેં એ-દેશી. )

અંતરિક્ષ અલવેશ્વરૂ, ત્રેવીશમાં જિનરાજારે ॥ અલબેલી તુજ આંખડી, સેવક છે જગ જાજારે. ॥ અંત૦ ॥૧॥ સુરકિન્નર વિદ્યાધરા, દેવ દાનવ સવિ દાસોરે ॥ ભક્તિ ભાવે પૂજતાં, લહિયેં સુગતિ નિવાસોરે. ॥ ૨ ॥ દૂર દેશથી હું આવિયો, શ્રવણું સુણી તુજ નામોરે ॥ પરદુઃખ ભંજન તું સુણ્યો, જુવે ન ઠામ કુઠામોરે. ॥ અંત૦ ॥ ૩ ॥ પરમાતમ પરમેશ્વરૂ, પરમ મહોદય ઠાણીરે ॥ પાવનકારી પ્રાણીયાં, દર્શન કેવલનાણીરે. ॥ અંત૦ ॥ ૪ ॥ જગબંધવ જગ વાલહા, શ્યામલિયા સુખકારીરે ॥ સંકટ હરજો સાહિબા, જન્મ જરા ભય ભારીરે. ॥ અંત૦ ॥ ૬ ॥ કામણગારી મૂરતિ દર્શનથી દુઃખ જાવેરે ॥ આશાતના કરતાં થકા, દુઃખમાં કાલ ગમાવેરે. ॥ અંત૦ ॥ ૬ ॥ પુન્ય પૂરણ નહિ માહરા જનમ્યો પંચમ આરેરે; ॥ પૂરો ધર્મ ન પામીયો, તુજ દર્શન દુઃખ વારેરે. ॥ અંત૦ ॥ ૭ ॥ વલી વલી વિનવું હે પ્રભુ, વામાનંદન પ્યારારે ॥ કુમતિ કુગતિ નિવારીને, દેજો ધર્મ વિચારારે. ॥ અંત૦ ॥ ૮ ॥ આકોલા બાલાપુર સંઘથી, ભેટયા શ્રી જિનરાયારે ॥ દર્શન કરતાં દિલ ઠર્યું, નિર્મલ થઇ મુજ કાયારે. ॥ અંત૦ ॥ ૯ ॥

સંવત ઓગણીશપચોતરે, કારતક પંચમી અંધારીરે ॥
બીજી વાર જાત્રા કરી, રવિનમે વિજીતારીરે. ॥ અંત૦॥૧૦॥

---

## અથ શ્રી પાતુર મંડન મહાવીર જિન સ્તવનં.

### ( પ્રથમ જિણેશ્વર પ્રણમીયેં એ દેશી )

પરમ ગુરૂ પરમાતમા, પરમ કૃપાલુ જિણંદ ॥ નિ-
જપર તારક વારક મોહ મિથ્યાતના સુર નર માને મુણિંદ
॥ ૧ ॥ દર્શન નાણુ ચરણુ મયી, અવ્યા બાધ અનંત ॥
ક્ષાયિક ભાવે પ્રસિદ્ધ પ્રગટયા પ્રભુ ગુણુ સવે અડહિય સ-
હસ ભદંત ॥ ૨ ॥ સિદ્ધારથ કુલચંદ સો, ત્રિશલા દેવીનો
નંદ ॥ કેશરી લાંચ્છન પાય પરમ કરૂણા નિધિ, ચોવીશ-
મો જિનચંદ ॥ ૩ ॥ અવિચલ શાસન તાહરૂં શિર વહે
સુરનર વૃંદ ॥ પૂરણુ પુન્યે તે પામી આવ્યો તુજ ચરણુ-
માં તારોવારો દુઃફંદ ॥ ૪ ॥ પાતુર મંડન જગધણી,
જિન શાસન શિરદાર ॥ વર્ધમાન જિનરાજ રવિ શશી
વંદના માનજો નિત્ય સવાર ॥ ૫ ॥

---